# શ્રી વિધિપક્ષ ગચ્છીય પ્રતિક્રમણ સૂત્ર.

---

ઉત્સર્ગ મારગે પાપનું પુનઃ ન કરવું તેનું નામ
પ્રતિક્રમણ.

---

**कयपावोवि मणुस्सो, आलोइय निंदिअ गुरु सगासे**
**होई अईरेग लहुओ ओहरिअ भरुव्व भारवहो.**

પાપનો કરનાર એવો મનુષ્ય પણ ગુરૂ પાસે, કરેલા પાપને પ્રકાશ કરતો તથા પાપની નિંદા કરતો એટલે મિચ્છામિ દુક્કડં દેતો થકો ઘણા પાપથી હલકો થાય -જેમ ભાર ઉપાડી જનાર માણસ ભાર ઉતારી હળવો થાય છે તેમ ( પ્રતિક્રમણ કરતો ) તે પણ કર્મ રૂપ ભારે કરીને હળવો થાય છે.

'પ્રભુ ભજો, નીતિ સજો, પરઠો પરોપકાર.'

# શ્રી કચ્છી વીશા ઓશવાળ (દહેરાવાસી) જૈન પાઠશાળા.

# વિધિપક્ષ ગચ્છીય પ્રતિક્રમણ સૂત્ર

(ચૈત્યવંદન, ગુરૂવંદન વગેરે સહિત)

'ઉત્સર્ગ માર્ગે પાપનું પુનઃ ન કરવું એ પ્રતિક્રમણ.'

શેઠ ટોકરશી મુલજીની કું૦, કચ્છ-ભુજપુર.

શેઠ સોજપાળ કાયા, કચ્છ-મોટાલાયજા.

તરફથી પાઠશાળાના વિદ્યાર્થીઓના અભ્યાસ માટે
છપાવી પ્રસિદ્ધ કરનાર,

નાનચંદ માણેકચંદ મ્હેતા.

ઠે૦ વીશા ઓશવાળ મહાજનવાડી,
ખડક-પાલાગલી મુંબઈ નં૦ ૯.

પ્રત ૨૦૦૦
સંવત ૧૯૭૮

આવૃત્તિ છઠ્ઠી
સન ૧૯૨૨.

*Bear, Forbear and Know thyself.*

## સમકિત.

જબ લગે સમકિત રત્નકું. પાયા નહીં પ્રાણી,
તબ લગે નિજ ગુણ નવિ વધે, તરૂ વિણુ જિમ પાણી—જબ૦ ૧

તપ સંયમ કિરિયા કરો, ચિત્ત રાખો ઠામ,
દર્શન વિણુ નિષ્ફળ હોય, જિમ વ્યોમે ચિત્રામ—જબ૦ ૨

સમકિત વિરહિત જીવને, શિવસુખ હોયે કેમ ?
વિણુ હેતુ કાર્ય ન નીપજે, મૃદ વિણુ ઘટ જેમ—જબ૦ ૩

પરંપર કારણુ મોક્ષકો, એ છે સમકિત મૂલ,
શ્રેણિક પ્રમુખ તણી પરે, હોય સિદ્ધિ અનુકૂલ—જબ૦ ૪

ચાર અનંતાનુબંધીઆ, ત્રિક્ દર્શન મોહ,
જ્ઞાન કહે જે ક્ષય કરે, વંદું તે જિત કોહ—જબ૦ ૫

---

આ પુસ્તક મુંબઇ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ
હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં લાલજી પીતાંબર ઠક્કરે,
છાપ્યું છે અને નાનચંદ માણેકચંદ મ્હેતાએ વીશા
ઓશવાળ મહાજનવાડી, ખડક—પાલાગલી મુંબઇ,
નં. ૯ પ્રસિદ્ધ કર્યું છે.

# શિક્ષકને સૂચના.



બાળકોને સમજુતી વિનાનું ગોખણુ–શિક્ષણુ આપવાથી જોઈએ તેવો લાભ નથી થતો; તેથી દરેક વિષય સમજાવીને ઠસાવવાની જરૂર છે. પણુ આ બાળકો લાંબો વખત શાળામાં અભ્યાસ કરે, એ બનવું મુશ્કેલ છે. તેથી જે પાઠોનો મુખપાઠ કરવાનો હોય તેની અગત્યતા, હેતુ વિષે પ્રથમ થોડો ઈસારો કર્યા પછી તે પાઠોમાં શું કહેવા માગે છે તેની ટુંક સમજુતી બાળકોની વય, શક્તિ વિગેરેનો ખ્યાલ રાખીને યોગ્યતાનુસાર પણુ રસમય સમજુતી આપવી.

આપણુને બધાંને સુખની ઇચ્છા છે. હંમેશાં આપણુને સારૂં ખાવાનું, સારૂં પહેરવાનું, રમત-ગમત કરવાનું અને આનંદમાં રહેવાનું હોય તો સારૂં; આવો ખ્યાલ દુઃખનો સ્હેજ પણુ અનુભવ થયા પછી આવી શકે, માટે આપણુને કોઇ લડે–વઢે નહીં તો સારૂં, કોઇ મારે નહીં તો સારૂં, એ વગેરે બાબતોથી વાર્તાદિનો પ્રસંગ લાવીને ઉપરની બાબત દૃઢ કરાવવી. આ મુજબ સુખનું ભાન થઈ દુઃખ ન જ આવે એવો કોઈ ઉપાય મેળવવાની ઉત્કંઠા કરાવવી. દરેકને હરકોઇ પ્રકારનું દુઃખ હોય છે, છેવટ ઘડપણુ અને મરણુ-નું દુઃખતો છેજ. વળી જેને આપણે સુખ માની બેઠા છીએ

તે ખરૂં સુખ નથી; કારણ કે ટુંક વખતમાં તેનો અંત આવીને પાછું દુઃખ આવે છે. માટે કદી દુઃખ નજ આવે એવું સુખ મળે તો તે કેમ ન મેળવવું? આવાં દુઃખ આપણા તીર્થંકર ભગવાનને ભોગવવાં પડતાં નથી. તેઓ તો ઉંચામાં ઉંચા અને કદી અંત ન આવે એવાં સુખ ભોગવે છે. રાગાદિ શત્રુનો નાશ કરીને કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી અનંતસુખ તેઓએ મેળવ્યું છે. પોતાને ભોગવવાં પડેલ દુઃખના અનુભવ ઉપરથી પ્રાણી માત્રને તેવાં દુઃખ ભોગવવાં પડશે; તેથી આપણા ઉપરે દયાથી તેઓ પોતે એવાં દુઃખો કેવી રીતે ટાળી શકયા, તેના ઉપાય–રસ્તા આપણને બતાવી ગયા છે. એ રસ્તે ચાલીએ, ભગવાનની વંદના–પૂજા કરીએ, તેઓના ગુણોનું રટણ કરીએ તો આપણને પણ તેવું અનંત સુખ મળે. આવાં સુખની જેને ઇચ્છા હોય તેમણે પ્રભુએ બતાવેલ માર્ગ શું છે તે જાણવું જોઇએ, અને તે મુજબ વર્તવું જોઇએ. આવું જ્ઞાન મેળવવા માટે, પ્રથમ પગથીઉં વિનય છે. માબાપ, ગુરૂ, જ્ઞાન અને પ્રભુનો વિનય કરવો, તેઓ પ્રત્યે બહુમાનની લાગણી રાખવી. વંદના–પૂજાદિ કરવું. પ્રભુની આજ્ઞા ધ્યાનમાં રાખીને તે મુજબ વર્તન કરવું, આશાતના ટાળવી, કોઇને દુઃખ દેવું નહીં. ભગવાનના ચરિત્રોનો વિચાર કરવો, કેવી રીતે વર્તવાથી તેઓ મોક્ષે ગયા. આપણને શું કરવાનું તેઓ બતાવી ગયા છે. આ બધાનો શાંતપણે વિચાર કરવો, તે પ્રમાણે વર્તવાનો પ્રયાસ કરવો.

આપણે આપણા ધંધા રોજગારમાં ગમે તેવા ગુંથાએલા હોઈએ તોપણ આટલી બાબત તો આપણા ખ્યાલમાંજ હોવી જોઇએ કે મન, વચન અને કાયાથી થતાં દરેક કૃત્યો બની શકે તેટલે દરજ્જે આપણને તથા અન્યને પરિણામે સુખરૂપ હોય, વ્યવહાર જેટલો બની શકે તેટલો ચોખ્ખો–શુદ્ધ રાખવા તત્પર રહેવું, અને એમ છતાં જે કાંઇ દોષ થઇ જાય તેની નિર્જરા–ક્ષમાપના અર્થે સામાયિક–પૂજા આદિ ભાવપૂર્વક કરવાં. સામાયિકાદિ કરીને અટકવાનું નથી, પણ તે તે વિષયોનો વિચાર કરી તેવા પ્રકારના દોષ ફરી જાણી જોઇને ન થાય તેવી કાળજી રાખવી.

( ૧ ) શ્રીનવકાર—પંચપરમેષ્ઠિસ્તવન–સુખમાં વિઘ્નના કારણભૂત રાગાદિ શત્રુ ઉપર જય મેળવીને અનંત સુખનો રસ્તો બતાવવાવાળા શ્રીઅરિહંત; સિદ્ધપદને પામેલા શ્રીસિદ્ધ ભગવાન; અનંત સુખ આપે એવા આચાર પાળવા પળાવવાવાળા શ્રીઆચાર્ય મહારાજ; વસ્તુનું ખરૂં ભાન કરાવનાર શ્રીઉપાધ્યાય મહારાજ અને આ પદો મેળવવાને તત્પર થયેલા સાધુ મુનિરાજને નમસ્કાર. આ મંત્ર સર્વોત્તમ માંગલિક રૂપ છે.

( ૨ ) શ્રી ઇર્યાપથિકી–ઇરિયાવહિયં–હાલવા ચાલવાથી જાણતાં અજાણતાં હરેક પ્રકારે જીવની વિરાધના થઈ હોય તેને માટે માફી રૂપ છે. અજાણતાં જે કૃત્ય થયું હોય તેને માટે જો અંતઃકરણપૂર્વક પશ્ચાતાપ થાય તો તેવું કૃત્ય સુખની

આડે આવતું નથી. આ પ્રકારનું જે કૃત્ય થયું હોય તેના પશ્ચાતાપને માટે કાઉસ્સગ્ગ કરવાનો છે. જેની અંદર મન-વચન કાયાના એકતારથી પ્રભુનું ધ્યાન કરવાનું છે. કાઉસ્સગ્ગની અંદર એક ચિત્ત હોવું ઘટે. કોઇ કુદરતી કારણ છીંક આદિનું નડે—જેને માટે બીજો કશો ઉપાય નથી. તેને માટે "અન્નત્થ૦" માં આગાર—છુટ બતાવેલ છે. કાઉસ્સગમાં વૃત્તિસ્થિર રહેવા માટે પ્રભુનાં નામ તથા ગુણોનું રટણ કરવાનું છે. જેને માટે લોગસ્સનો પાઠ છે. હાલતાં ચાલતાં અને બીજાં કામકાજ કરતાં કોઇ પણ જીવને હરકોઇ પ્રકારે દુઃખ આપ્યું હોય તેને માટે પશ્ચાતાપ પૂર્વક માફી માગવા માટે ગમણાગમણ વગેરેના પાઠો છે.

( ૩ ) શ્રી પંચિંદિય અથવા ગુરૂગુણગ્રામ—ગુરૂ પ્રત્યે પૂજ્યભાવ ઉપજવાના કારણ રૂપ ગુરૂ ગુણોનું પંચિંદિયમાં વર્ણન છે, વૃત્તિ બીજા વિચારોમાં ન જવા માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની હદ બતાવી તેની બહાર તેને (વૃત્તિને) નહીં જવા દેવાનો બોધ કરેલો છે. આટલું બન્યા પછી સામાયિકનું પચ્ચખાણ લેવાનું છે, તેમાં પ્રથમ ગુરૂને વિનય પૂર્વક સુખ-શાતા પૂછયા પછી કરેલાં પાપો માટે માફી માગવાનો વાંદણાનો પાઠ આવે છે. જાણતાં અજાણતાં મન, વચન અને કાયાથી જે કૃત્યો બનવાનો સંભવ હોય, કેટલીએક જુજ બાબતો જેને આપણે સામાન્ય માનતા હોઇએ, અગર જેના ખોટાપણાનો આપણને ખ્યાલ પણ ન હોય અને પરિણામે

દોષ યુક્ત હોય તે તમામના પશ્ચાતાપ રૂપે; અને આવાં કૃત્યો પાપયુક્ત છે, માટે તેનાથી ચેતીને ચાલવા માટે ખ્યાલમાં રહેવા અતિચારનો પાઠ છે. આટલે સુધી આત્મા પછી કંઈક નિર્મળતા આવે છે. ત્યાર પછી પ્રભુના ગુણ ગાવા, સ્તુતિ કરવી, અને આ બંધનમાંથી છોડાવવા દેવવંદન કરવાનું છે.

ઉપસર્ગહર–સર્વ પ્રકારના દુઃખ–આધિ–વ્યાધિ–ઉપાધિ દૂર કરવા પ્રભુસ્તુતિ રૂપે આ પાઠ છે. પ્રભુના વિવિધ પ્રકારના ઉપકારાનુસાર ઉપમા આપી શરણ માગવા નમુથ્થુણંનો પાઠ છે. અચલગચ્છના ઉપકારી ગુરૂમહારાજને વંદન કરવાનો પાઠ છે. પંચપરમેષ્ઠિની સ્તુતિ કરી આત્મા વિષે વિચાર કરવા માટે સઝ્ઝાય છે. મન કંઈક કુણું થયા પછી વ્રત–નિયમ માટે પ્રત્યાખ્યાનની બાબત રાખેલ છે. સામાયિક પ્રતિક્રમણ કરતાં મન–વચન–કાયાના દોષ લાગે તેની માફી ઇચ્છીને સામાયિક પૂર્ણ કરવાનો પાઠ છે, વગેરે વગેરે.

શિક્ષકે ધર્મનું શિક્ષણ એવા પ્રકારે આપવું કે તેનો વિશેષ અર્થ શું હશે ? તે જાણવાની તેઓનામાં ઇચ્છા રહ્યાં કરે અને ધંધારોજગારમાં અવકાશે તેના અર્થ આદિનો અભ્યાસ જારી રાખવા તેઓ ઇંતેજાર રહે.

'પ્રભુ ભજો, નીતિ સજો, પરઠો પરોપકાર.'

વંદના પૂજાથી પ્રભુ ભજવાનું કહ્યું. સામાયિક આદિમાં નીતિનું સૂચવન થયું; હવે પરોપકાર વિષે કહેવાનું રહે છે.

પરોપકાર નિર્જરાનું મોટામાં મોટું સાધન છે. પોતાને ભોગવવાં પડેલ દુઃખો આપણે ભોગવવાં ન પડે—એ દયામય હેતુથી ભગવાને આપણને ઉત્તમ રસ્તા બતાવવા સૂચવન કર્યું છે કે બની શકે તેટલા સુધી હરકોઇ પ્રકારે અન્યને મદદ કરવી. આવું આપણાથી ઘણે ઓછે ભાગે બને છે, બલ્કે આપણે પરોપકાર કરી શકતા નથી, તો પછી એટલું તો બની શકવા જોગ છે કે આપણાથી કોઇને દુઃખ તો નજ થવું જોઈએ. પોતાને ઇષ્ટ લાગે તેવો નિર્દોષ આનંદ-સુખ ભોગવવાને વાંધો નથી પણ બીજાના પ્રાણોને આપણે કોઈ પણ પ્રકારે દુભાવવાં જોઇએ નહીં. આપણામાં જેવો જીવ છે તેવોજ કીડી આદિ પ્રાણી તથા ઝાડોમાં છે. જેમ દુઃખ આપણને અપ્રિય છે તેમ તે બધાં જીવોને પણ છે, સુખ આનંદ ભોગવવાને જેટલો આપણને હક્ક છે, તેટલોજ બીજાને છે. આપણે એમ ઇચ્છીએ કે બીજા કોઇ આપણને દુઃખ ન દે, આપણા સુખમાં હરકત ન કરે, તો આપણી પણ એજ ફરજ છે કે આપણે બીજાને દુઃખ થવામાં કારણભૂત ન થવું, બીજાને હરકત કર્તા ન થવું.

આ વગેરે બાબતો પ્રસંગાનુસાર બાળકોને સમજાવીને સૂત્રપાઠ મોઢે કરાવવો.



नमो नाणस्स.

श्री

# દેવવંદન પ્રકરણ

## પ્રથમ નવકાર મંત્ર.

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં,
નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં,

નમો લોએ સવ્વ સાહૂણં.

એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હોઈ મંગલં. ॥

સવારના શ્રી જિનેશ્વર ભગવાનનાં દર્શન કરવા જવું ત્યારે સ્વચ્છ અને મર્યાદાવાળાં કપડાં પહેરીને જવું, જિન મંદિરે જવા નીકળ્યા પછી બનતાં સુધી રસ્તામાં બીજા કામે રોકાવું નહી. જિનમંદિરમાં પ્રથમ દાખલ થવા પહેલાં સંસાર વ્યવહારના બધા વિચાર છોડી દેઈ જે કામે આવ્યા છીએ તે કામનું મનમાં રટણ હોવું જોઇએ. આ બાબતનું સ્મરણ રહેવા માટે (પહેલી 'નિસ્સહી' શબ્દ ઉચ્ચારવો. જિનમંદિરની અંદર વાતો કરવી પડે તો તે પણ તેને લગતી બાબતો

વિષેજ થઈ શકે. બીજી વાતો કરવાથી પ્રભુની આજ્ઞાનું અપમાન થાય છે. બીજા દ્વારમાં પેસતાં (બીજી) 'નિસ્સહી' કહેવી અને તેનો હેતુ એ છે, કે પ્રભુભક્તિ સિવાય બીજા વિચાર કરવા જોઇએ નહીં. અને પ્રભુપ્રતિમા સન્મુખ આવતી વખતે (ત્રીજી) 'નિસ્સહી' શબ્દ ઉચ્ચારવો. જેનો અર્થ એવો થાય છે કે મન વચન કાયા ભગવાન તરફજ હોવાં જોઇએ, બીજા કશા પણ વિચાર કે બાબતોમાં આપણું મન જરાપણ ખેંચાવું જોઈએ નહીં.

પ્રભુ સન્મુખ આવતાં પ્રથમ બોલવું—

**પ્રભુદર્શન સુખસંપદા, પ્રભુદર્શન નવનિદ્ધિ**
**પ્રભુદર્શનથી પામીયે, સકલ પદારથ સિદ્ધિ,**

હવે જો દ્રવ્ય પૂજા કરવી હોય તો પ્રથમ તે કરવું અને પ્રભુને ચંદન વડે પૂજા કરતાં નીચેના દુહા દરેક અંગે પૂજા કરતી વખતે જે અંગને લગતા જે દુહા હોય તે મનમાં ચિંતવવા.

## દ્રવ્ય પૂજા

**જલ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત,**
**ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત.**
**જાનુ બલે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ,**
**ખડાં ખડાં કેવલ લહ્યું પુજો જાનુ નરેશ.**

લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી દાન,
કર કંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન,
માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત,
ભુજા બલે ભજવલ તર્યાં, પૂજો ખંધ મહંત.
રત્નત્રયી ગુણ ઉજલી, સકલ સુગુણ વિશરામ,
નાભિ કમલની પૂજના, કરતાં અવિચલ ધામ,
હૃદય કમલ ઉપશમ બળે, બાળ્યા રાગને રોષ,
હેમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ.
સોલ પહોર દેઇ દેશના, કંઠ વિવર વર્તુલ,
મધુર ધ્વનિ સુરનર સુણે, તિણે ગળે તિલક અમૂલ.
તીર્થંકર પદ પુણ્યથી, ત્રીભુવન જન સેવંત,
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત.
સિદ્ધશિલા ગુણ ઉજલી, લોકાંતે ભગવંત,
વસિયા તિણે કારણ ભવિ, શિર શિખા પૂજંત.
ઉપદેશક નવતત્વના તેણે નવ અંગ જિણંદ.
પૂજો બહુ વિધ ભાવથી, કહે શુભ વીર મુણિંદ.

જીવડા જીનવર પૂજીયે, પૂજાના ફલ જોય,
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય.

કુંભે બાંધ્યું જલ રહે, જલ વિના કુંભ નહોય,
જ્ઞાને બાંધ્યું મન રહે, ગુરૂ વિના જ્ઞાન ન હોય.

ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર,
જે ગુરૂ–વાણી વેગલા, તે રડવડીઆ સંસાર.

ભાવે ભાવના ભાવિયે, ભાવે દીજે દાન,
ભાવે જીનવર પૂજીયે, ભાવે કેવલજ્ઞાન.

પ્રભુ નામની ઔષધી, ખરે મનસું ખાય,
રોગ પીડા વ્યાપે નહીં, મહા દોષ મિટ જાય.

પ્રભુપૂજનકું હું ચલ્યો, કેશર ચંદન ઘનસાર,
નવે અંગે પૂજા કરૂં, ભવસાયર પાર ઉતાર.

પાંચ કોડીને ફુલડે, પામ્યો દેશ અઢાર.
કુમારપાલ રાજા થયો, વર્ત્યો જય જયકાર.

દ્રવ્યપૂજા પૂર્ણ થયા પછી ભાવપૂજા કરવાની; અગર દ્રવ્યપૂજા ન કરવી હોય અને માત્ર ભાવપૂજા કરવી હોય તેને માટે નીચે મુજબ કરવું.

## ભાવ પૂજા.

દ્રવ્યપૂજા કરતી વખતે મુખકોશ બાંધ્યો હોય તે છોડી આપી ત્રણ પ્રદક્ષિણા દેઈ ચૈત્યવંદન વિધિ પ્રમાણે શરૂ કરવું.

પ્રભુ સન્મુખ ડાબો પગ ઉભો રાખી જમણા પગ ઉપર બેસી બાજોઠ ઉપર શુદ્ધ આખા ચોખાનો સ્વસ્તિક (સાથીઓ) કરવો, ઉપર ચોખાની ત્રણ ઢગલીઓ કરવી, અને સાથીઆ ઉપર વચ્ચમાં ☽ અર્ધચંદ્રાકાર ચોખાનો કરવો. તે વખતે મનમાં એમ ધારવું અથવા વચનથી એમ બોલવું કે હે પ્રભુ, આ ચારગતિરૂપ સંસારથી છુટું; જ્ઞાન–દર્શન–ચારિત્ર પામું, અને છેવટે સિદ્ધશિલા ઉપર આપની પેઠે બિરાજું. સાથીઓ એ ચાર ગતિ ( દેવ–મનુષ્ય–નારકી–તિર્યંચ) સૂચવે છે, માટે સાથીઓ કરતી વખતે ચાર ગતિથી છુટવાની ભાવના ભાવવી પછી ઉપલી ત્રણ ઢગલીઓ આત્માના ગુણ ( જ્ઞાન–દર્શન–ચારિત્ર) સૂચવે છે, તો તે ઢગલી કરતાં એ ત્રણ ગુણ પામવાની ભાવના ભાવવી અને અર્ધચંદ્રાકાર સિદ્ધશિલા કે જ્યાં સિદ્ધ ભગવાન બીરાજે છે એમ સૂચવે છે, માટે એ અર્ધ ચંદ્રાકાર કરતાં સિદ્ધશિલા પામવાનું ચિંતવવું. આમ સ્વસ્તિક કર્યા પછી ચૈત્યવંદન કરવું. ચોખા ઉજવલ અને આખા લેવા તેનું કારણ એ છે કે હે ભગવાન, મારા ભાવ ઉજવલ–આ અક્ષત–આખા ચોખાની પેઠે અખંડ હોજો.

### અથ ખમાસમણ.

**ઇચ્છામિ ખમાસમણો, વંદિઉં જાવણિજ્જાએ, નિસીહિઆએ મથ્થએણ વંદામિ.**

એ પ્રમાણે બોલી ૩ વખત ખમાસમણા દેવા. પછી પ્રભુની જમણી બાજુએ અગર તો સન્મુખ અને સ્ત્રીઓએ પ્રભુની ડાબી બાજુએ જમણા પગ ઉપર બેસવું અને ડાબો પગ ઉભો રાખવો. અને ઈચ્છાકારેણ સંદિસહ ભગવાન ચૈત્યવંદન કરૂં જી. એમ કહી, ઈચ્છં બોલી, ચૈત્યવંદન બોલવું.

### અથ ચૈત્યવંદન.

જય જય મહાપ્રભુ દેવાધિદેવ.
સર્વજ્ઞ શ્રી વીતરાગ દેવ.
મુહ દીઠું પરમેસર, સુંદર સોમ સહાવ,
ભુરિ ભવંતર સંચિઓ, નઠો સો સવિ પાવ,
જે મેં પાપ કિયાં બાલાપણે, અહવા અન્નાણે,
અન્નભવંતર, સો સો ખંડ જયો પરમેસર,
તુહ મુહ દિઠું સિરિ પાસ જિણેસર.
પાસ પસી પસાએ કરી વિનતડી અવધાર,
સંસારડો બીહામણો સામી, આવાગમણ નિવાર.
હત્થડા તે સુલખ્ખણા, જે જિનવર પુજંત;

એકે પુણ્ણે બાહિરા. સો પરઘર કામ કરંત.
કવણે વાડી વાવિયાં, કવણે ગૂંથ્યાં ફુલ,
કવણે જિનવર ચઢાવિયાં, ભાવ સરીસાં મૂલ,
વાડી વેલો મહોરિયો, સોવન કુંપલિએણ,
પાસ જીણેસર પૂજીયે, પંચે અંગુલીએણ,
દો ધોલા દો શામલા, દો રત્તાપ્પલવણ્ણ.
મરગયવન્ના દુન્નીજીણ, સોલસ કંચન વણ્ણ.
નીય નીય માન કરાવીયા, ભરહેસ નયણાનંદ,
તે મેં ભાવે વંદિયા, એ ચોવીસે જીણંદ.

કમ્મભુમિહિં, કમ્મભુમિહિં, પઢમસંઘયણિ
ઉક્કોસય સત્તરિસય, જિણવરાણ વિહરંત લબ્ભઇ,
નવકોડિહિં કેવલીણ, કોડીસહસ્સ નવ સાહૂ ગમ્મઇ,
સંપઇ જિણવર વીસ મુણિ, બિહું કોડિહિં વરનાણ.
સમણહ કોડિ સહસ્સ દુઅ, થુણિસું નિચ્ચ વિહાણિ,
જયઉ સામિ જયઉ સામિ, રિસહ સિરિ સિત્તુંજ,
ઉજ્જિંત પહુનેમિજિણ, જયઉવીર સચ્ચઉરિ મંડણ
ભરૂઅચ્છહિં મુણિસુવ્વય, મુહરિ પાસ દુહ દુરિઅ-
ખંડણ, અવર વિદેહિં તિત્થયરા, ચિહું દિસિ વિદિસિ
જિંકેવિ, તીઆણાગય સંપઇય, વંદુજિણ સવ્વેવિ

સત્તાણુવઇસહસ્સા, લખ્ખા છપ્પન્ન અઠ્ઠ કોડીઓ,
પંચસયા ચઉત્તીસા, તિઅલોએ ચેઇએ વંદે.

ત્યાર પછી એકથી ચાર સુધી સ્તવનો બોલવાં. સ્તવન બોલ્યા પછી ઉભા થઇને ઉપસર્ગહર સ્તોત્ર બોલવું.

અથ ઉપસર્ગહર સ્તોત્ર.

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ, કમ્મઘણ મુક્કં,
વિસહર વિસનિન્નાસં મંગલ કલ્લાણ આવાસં,
વિસહર ફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયામણુઓ,
તસ્સ ગહ રોગ મારી, દુઠ્ઠ જરા જંતિ ઉવસામં,
ચિઠ્ઠઉ દુરે મંતો, તુઝ્ઝ પણામોવિ, બહુ ફલો હોઇ,
નર તિરિયેસુવિ જીવા, પાવંતિ ન દુખ્ખ દોહગ્ગં,
તુહ સમ્મતે લદ્ધે, ચિંતામણિ કપ્પપાયવબ્ભહિએ,
પાવંતિ અવિગ્ઘેણું, જીવા અયરામરં ઠાણું.
ઇઅસંથુઓ મહાયશ ભત્તિબ્ભરનિબ્ભરેણ હિઅએણ
તા દેવ દિજ્જબોહિં,ભવે ભવે પાસ જીણચંદ.

અથ જંકિંચિ.

જંકિંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ તિરિય લોગંમિ
જાઇં જિણબિંબાઇં તાઇં સવ્વાઇં વંદામિ.

એ મુજબ બોલ્યા પછી પ્રથમ માફક બેસીને નમુથ્થુણં (શક્રસ્તવ) કહેવું.

નમુથ્થુણં, અરિહંતાણં ભગવંતાણં, આઇગરાણં તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં. પુરિસુત્તમાણં, પુરિસસિહાણં, પુરિસવરપુંડરીઆણં, પુરિસવર ગંધહથ્થીણં, લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઇવાણં, લોગપજ્જોઅગરાણં. અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં, ધમ્મદયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણં ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટીણં. અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિઅટ્ટછઉમાણં, જિણાણં, જાવયાણં, તિન્નાણં, તારયાણં, બુદ્ધાણં, બોહયાણં, મુત્તાણં મોઅગાણં. સવ્વન્નૂણંસવ્વદરિસણં, સિવ મયલ મરૂઅ મણંત, મખ્ખય મવ્વાબાહ મપુણરાવિત્તિ સિદ્ધિગઇ નામધેયં, ઠાણં સંપત્તાણં, નમો જિણાણં જીઅભયાણં, જેઅઅઇઆસિદ્ધા, જેઅભવિસ્સંતિણાગએ કાલે, સંપઇ અવટ્ટમાણા, સવ્વેતિવિહેણ વંદામિ.

## ઉભા થઇને તીર્થ સ્તુતિ કરવી.

જે અઇયા તિત્થયરા જે ભવિસંતિ અણાગએ કાલે
જે આવી વટ્ટમાણા, તે સવ્વે ભાવઓ નમિમો.
સુરકય મણુયકયંવા ભુવનતિગે સાસયંચ જંતિથ્થં,
તંસયલમિહઠિઓ વિહુ, મણ વયણ તણુહિ પણમામિ
જથ્થય જીણાણું જમ્મો,
દિખ્ખા નાણુંચ નિસિહિયા જથ્થ;
જાયંચ સમોસરણા, તાઓ ભૂમિઓ વંદામિ.
એવમસાસય સાસય, પડિમા થુણિયા જીણંદચંદાણ
સિરિમંમહિણિંદભુવણિંદ, ચંદમુણિવિંદથુઅમહિઆ.

### અથ સ્તુતિ કાવ્ય.

દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં;
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં.

---

ૐકારં બિન્દુસંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ,
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમો નમઃ

---

નમસ્કારસમો મંત્રઃ, શત્રુંજય સમો ગિરિઃ
વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ.

---

પ્રશમરસનિમગ્નં, દૃષ્ટિયુગ્મં પ્રસન્નં;
વદનકમલમંકઃ કામિની સંગશુન્યઃ
કરયુગમપિયત્તે શસ્ત્રસંબંધવન્ધ્યં
તદસિ જગતિ દેવો, વીતરાગસ્ત્વમેવ,

---

સુધાસોદરવાગ્જ્યોત્સ્ના, નિર્મલી કૃતદિક્ મુખઃ
મૃગલક્ષ્મા તમઃ શાંત્યૈ, શાંતિનાથજિનોઽસ્તુ વઃ

---

ચિદાનંદૈકરૂપાય, જિનાય પરમાત્મને;
પરમાત્મપ્રકાશાય, નિત્યં સિદ્ધાત્મને નમઃ
અન્યસ્ય શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ;
તસ્માત્ કારૂણ્યભાવેન, રક્ષ રક્ષ જીનેશ્વર.

---

પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે;
સ્વર્ગેઽપિ યાનિ બિંબાનિ, તાનિવંદે નિરંતરમ્.

---

જગત્રયાધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકાર વૈદ્ય;
શ્રી વીતરાગ ત્વયિ મુગ્ધ ભાવાત્, વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત્

---

દેખીરે અદભુત તાહરૂં રૂપ, અચરિજ ભવિક રૂપી પદ વરો;
તાહરી ગત તું જાણે હો દેવ, સ્મરણ ભજન તે વાચક જસ કહે.

---

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું હાઈ;
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વીતરાગ તું નીરમાઈ.

---

અનુપમ રૂપ દેખી તુજ રીજે, સુરનરનારી કે વૃંદા;
નમો નીરંજન ફણીપતી સેવીત; પાસ ગોડીચા સુખ કંદા, ૨
કાને કુંડલ, શીરછત્ર બીરાજે, ચક્ષુ ટીકા નીરધારી;
અષ્ટબીજોરૂ હાથે સોહે, તુમ વંદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યા નીરધારી,
નાગ નાગણી છત્ર ધરે છે, જળ વરસાવ્યા નીરધારી. ૪
રૂપવિજય કહે સુણુ મેરી લાવણી, એસી શોભા બહુ સારી
માત પીતા બાંધવ સહુ સાથે, સંજમ લીધા નરનારી. ૫

---

અર્હન્તો ભગવંત ઇંદ્રમહિતા, સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા,
આચાર્યા જીનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકા.
શ્રીસિદ્ધાંત સુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકા;
પચૈતે પરમેષ્ટિનઃ પ્રતિદિનં કુર્વંતુ વો મંગલં.
મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમ પ્રભુઃ,
મંગલં સ્થુલીભદ્રાદ્યા, જૈનો ધર્મોસ્તુ મંગલં.
અષ્ટાપદે શ્રી આદિજીનવર, વીર પાવાપુરિવરૂ;
વાસુપૂજ્ય ચંપા નયરસિદ્ધા, નેમ રેવાગિરિવરૂ.
સમેતશિખરે વીશ જીનવર, મોક્ષ પહોતા મુનિવરૂઃ
ચોવીશ જીનવર નિત્ય વંદુ, સયલ સંઘ સુહં કરૂ.

—:૦:—

સકલકુશલવલ્લિપુષ્કરાવર્તમેઘો,
દુરિત તિમિર ભાનુઃ, કલ્પવૃક્ષોપમાનઃ.

ભવજલનિધિ પોતઃ સર્વસંપત્તિહેતુઃ,
સ ભવતુ ભવતાં ભો! શ્રેયસે પાર્શ્વનાથઃ

———:૦:———

વીરઃ સર્વસુરાસુરેંદ્રમહિતો; વીરં બુધાઃ સંશ્રિતાઃ
વીરેણાભિહતસ્વકર્મનિચયો, વીરાય નિત્યં નમઃ
વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં, વીરસ્ય ઘોરં તપો,
વીરે શ્રીધૃતિકીર્તિ કાંતિ નિચયઃ શ્રીવીર ભદ્રં દિશ.

## અથ આરતિ.

પેહેલી આરતી પ્રથમ જિણંદા,
શત્રુંજય મંડણ ઋષભ જિણંદા,
શ્રી સિદ્ધાચલ તીર્થે આવ્યા,
પૂરવ નવાણું ભવિક મન ભાવ્યા.
આરતી કીજે શ્રી જિનવરકી.

દુસરી આરતી શાંતિ જિણંદકી,
શાંતિ કરે પ્રભુ શિવ મારગકી,
પારેવો જેણે શરણે રાખ્યો,
કેવલ પામીને ધર્મ પ્રકાશ્યો. આરતી૦

તીસરી આરતી શ્રી નેમનાથ,
રાજુલ નારી તારી નિજ હાથ,
સહસ્ર પુરૂષ શું સંયમ લીધો,
કરી નિજ આતમ કારજ સીધો, આરતી૦

ચોથી આરતી ચિહુંગતિ વારી,
પારસનાથ ભવિક હિતકારી,
ગોડીપાસ સંખેસરો પાસ,
ભવિજનની પૂરે મન આશ. આરતી૦

પાંચમી આરતી શ્રીમહાવીર;
મેરૂ પરે જિમ રહ્યા ધીર,
સાડાબાર વરસ તપ તપીયા,
કર્મ ખપાવીને શિવપુર વસિયા. આરતી૦

ઇણિપરે પ્રભુજીની આરતી કરશે,
શુભપરિણામે શિવપુર વરશે,
કર જોડી સેવક એમ બોલે,
નહીં કોઈ મારા જીનજીને તોલે. આરતી૦

અથ મંગલિક દીપક.

દીવોરે દીવો મંગલિક દીવો,
આરતી ઉતારીને બહુ ચિરંજીવો. દી૦

સોહામણું ઘર પર્વ દીવાલી,
અંબર ખેલે અમરાબાલી, દી૦

દેવપાલ ભણે ઇણે દેવ અજુઆલી,
ભાવે ભગતે વિઘ્ન નિવારી. દી૦

દેવપાલ ભણે ઇણે કલિકાલે,
આરતી ઉતારી રાજા કુમારપાલે. દી૦

અમ ઘર મંગલિક જે ઘર મંગલિક,
ચતુર્વિધ સંઘ ઘર મંગલિક દીવો. દી૦

### અથ શ્રી જિનસ્તુતિ.

ભવ ભવ તું મહિજ દેવ, ચરણ તોરાં ધરૂં;
ભવસાગરથી તાર, અરજ આવી કરૂં.
પ્રભુ દર્શન સુખસંપદા, પ્રભુદર્શન નવનિદ્ધિ;
પ્રભુદર્શનથી પામીએ, સકલ પદારથ સિદ્ધિ.
જગતૃસ્વામી મોક્ષગામી, મોક્ષગામી સુખકરો;
પ્રભુઅજરઅમરઅખંડ નિર્મલ, મોહમિથ્યા તમહરો.
દેવાધિદેવા ચરણ સેવા, નિત્ય મેવા આપીયે;
નિજદાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીયે.
અનુભવરત્ન ચિંતામણિ, અનુભવસિદ્ધ સ્વરૂપ;
અનુભવ મારગ મોક્ષનો, અનુભવ કેલવરૂપ.
શ્રી અનંતનાથ પ્રગટ પરમેશ્વર;
અલિય વિઘ્ન સવિ દૂર કરે.
વાટ ઘાટ સમરે જે સાહેબ, ભય ભંજન ચકચુર કરે,
લીલાલચ્છી દાસ તુમારો કોઇ પૂજે કોઇ અરજ કરે.
પ્રભુ નજર કરીને નિરખો સાહેબ;

તુમ સેવક અરદાસ કરે.
આબુ અષ્ટાપદ ગિરનાર, સમેત શિખર શત્રુંજય સાર,
પંચે તિરથ ઉત્તમ ઠામ, સિધ્ધિ ગયા તેને કરૂં પ્રણામ.

---

## શ્રી ગુરૂ વાંદણા પ્રકરણ.

શ્રી મુનિમહારાજ પાસે જવું ત્યારે પ્રથમ બે વખત ખમાસમણા દેવા, ત્યારબાદ ઉભા થઇને મુનિમહારાજને સુખ-શાતા પુછવી, તે નીચે મુજબઃ—

**ઇચ્છકાર, સુહરાઇ, સુહદેવસિ, સુખ તપ સરીર નિરાબાધ, સુખ સંજમ જાત્રાનિર્વંહોછોજી? સ્વામી સાતા છે જી?**

(ગુરૂમહારાજ દેવગુરૂપસાયેજી, એવો ઉત્તર આપે ત્યાર પછી)

**મથ્થએણ વંદામિ.**

કહી માથુ નમાવી પગે લાગવું, અને ઉભા રહીને આજ્ઞા લેવી કેઃ—

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અભ્ભુઠિઓમિ અભ્ભિંતર દેવસિઅં ખામેઉં ?**

ગુરૂ માહારાજ આજ્ઞા કરે ત્યારે 'ઇચ્છં'' કહીને વાંદણા દેવાની પેઠે નીચા નમીને જમણો હાથ ભોંય ઉપર અવળો આગળ ધરવો અને ડાબા હાથ વડે મોં આગળ કપડું ધરી રાખી નીચે પ્રમાણે બોલવું:—

**ઇચ્છં ખામેમિ*દેવસિઅં જંકિંચિ અપત્તિઅં પરપત્તિઅં ભત્તે પાણે વિણએ વેઆવચ્ચે આલાવે સંલાવે; ઉચ્ચાસણે સમાસણે અંતરભાસાએ ઉવરિ ભાસાએ જકિંચિ મજ્ઝ વિણયપરિહીણં સુહુમંવા બાયરંવા તુમ્ભે જાણહ અહં ન યાણામિ તસ્સ મિચ્છામિ દુક્કંડ,**

એ પ્રમાણે બોલીને ઉભા થઇ પગે લાગવું.



---

* સવાર હોય તો 'રાઇય'' કહેવું, રાત્રી કે સાંજ હોય તો 'દેવસીય'' કહેવું.

# શ્રી વિધિપક્ષ ગચ્છીય.

## દેવસિક તથા રાઈ પ્રતીક્રમણ.

પ્રતિક્રમણના સૂત્રપાઠો લખતાં પહેલાં સામાયિક પ્રતિક્રમણ વિષે સહેજ સમજુતી તથા તે વેળા મન, વચનને કાયાના જે દોષ ટાળવા જોઇએ તે પ્રથમ બતાવી સૂત્રપાઠો લખવામાં આવશે. જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગનો લાભદાયક ભાવ જેના વડે ઉપજે તે સામાયિક, સાઠ ઘડીના અહોરાત્ર વ્યર્થ ચાલ્યા જાય છે. અસંખ્યાત દિવસથી ભરેલાં અનંતા કાળચક્ર વ્યતીત કરતાં પણ જે સાર્થક ન થયું તે બે ઘડીના વિશુદ્ધ સામાયિકથી થાય છે. માટે સાઠ ઘડીમાંથી ઓછામાં ઓછી માત્ર બે ઘડી બચાવીને મન-વચન-કાયાના પાપભાવને રોકીને આપણે હંમેશાં સદ્‌ભાવથી વિધિપૂર્વક સામાયિક કરવું જોઇએ.

આ આત્મા, મન, વચન, અને કાયાના યોગથી અનેક પ્રકારનાં કર્મ બાંધે છે, પ્રતિક્રમણ સૂત્રમાં એનું દોહન કરેલું છે. જેથી દિવસ રાત્રીમાં થયેલાં પાપનો પશ્ચાત્તાપ તે વડે થઇ શકે છે. શુદ્ધ ભાવવડે કરી પશ્ચાત્તાપ કરવાથી લેશ પાપ થતાં, પરલોક ભય અને અનુકંપા છુટે છે, આત્મા કોમલ થાય છે. ત્યાગવા યોગ્ય વસ્તુનો વિવેક આવતો જાય છે. ભગવત્ સાક્ષીએ અજ્ઞાન આદિ જે જે દોષ વિસ્મરણ થયા હોય, તેનો પશ્ચાતાપ પણ થઇ શકે છે. આમ પ્રતિક્રમણ નિર્જરા કરવાનું ઉત્તમ સાધન છે. તેવડે આત્માની મલિનતા ખસેછે. માટે અવશ્ય કરવા

યોગ્ય છે. તેથી જેમ બને તેમ ધીરજથી, સમજાય તેવી ભાષાથી, શાંતિથી, મનની એકાગ્રતાથી અને યત્નાપૂર્વક પ્રતિક્રમણ કરવું.

મનના પુદ્દગલ તરંગી છે. સામાયિકમાં જ્યારે વિશુદ્ધ પરિણામથી રહેવું કહ્યું છે ત્યારે પણ એ મન આકાશ પાતાળના ઘાટ ઘડયા કરે છે. તેમજ ભૂલ, વિસ્મૃતિ, ઉન્માદ વગેરેથી વચન કાયામાં પણ દુષણ આવવાથી સામાયિકમાં દોષ લાગે છે. મન, વચન અને કાયાના થઇને બત્રીસ દોશ ઉત્પન્ન થાય છે, તે જાણવાથી મન સાવધાન રહે છે, માટે નીચે લખ્યા છે.

## મનના દશ દોષ;—

૧ **અવિવેક દોષ:**—સામાયિકનું સ્વરૂપ નહિ જાણવાથી મનમાં એવો વિચાર કરે કે આથી શું ફળ થવાનું હતું? આથી તે કોણ તર્યું હશે? એવા વિચારનું નામ અવિવેક દોષ.

૨ **યશોવાંછા દોષ:**—પોતે સામાયિક કરે છે એમ બીજા મનુષ્યો જાણે તો પ્રશંસા કરે એવી ઇચ્છાએ કરવું તે.

૩ **ધનવાંછા દોષ:**—ધનની ઇચ્છાએ સામાયિક કરવું, તે.

૪ **ગર્વ દોષ:**—મને લોકો ધર્મી કહે છે અને હું સામાયિક પણ તેવુંજ કરૂં છઉં, એવો અધ્યવસાય તે ગર્વ દોષ.

૫ **ભય દોષ:**—હું શ્રાવક કુલમાં જન્મ્યો છઉં, મને લોકો મોટા તરીકે માન દે છે, અને જો સામાયિક

નહિ કરૂં તો કહેશે કે આટલી ક્રિયા પણ નથી કરતો એમ નિંદાના ભયથી સામાયિક કરે, તે ભય દોષ.

૬ નિદાન દોષઃ—સામાયિક કરીને તેનાં ફળથી ધન, સ્ત્રી પુત્રાદિક મળવાનું ઈચ્છે તે નિદાન દોષ.

૭ સંશય દોષઃ–સામાયિકનું ફળ હશે કે નહિ હોય એવો વિકલ્પ કરે તે સંશય દોષ.

૮ કષાય દોષઃ–સામાયિક ક્રોધાદિકથી કરવા બેસી જાય, કિંવા પછી ક્રોધ, માન, માયા, લોભમાં વૃત્તિ કરે, તે.

૯ અવિનય દોષઃ–વિનય વગર સામાયિક કરે તે.

૧૦ અબહુમાન દોષઃ–ભકિતભાવ અને ઉમંગપૂર્વક સામાયિક ન કરે, તે અબહુમાન દોષ.

## વચનના દશ દોષ.

૧ કુબોલ દોષઃ–સામાયિકમાં કુવચન બોલવું તે.

૨ સહસાત્કાર દોષઃ–સામાયિકમાં સાહસથી અવિચાર પૂર્વક વાકય બોલવું તે સહસાત્કાર દોષ.

૩ અસદારોપણ દોષઃ–બીજાને ખોટો બોધ આપે, જેનામાં જે ગુણ ન હોય તેનામાં તે ગુણનું આરોપણ કરે.

૪ નિરપેક્ષ દોષઃ–સમાયિકમાં શાસ્ત્રની દરકાર વિના વાકય બોલે, તે નિરપેક્ષ દોષ.

૫ **સંક્ષેપ દોષ**:–સૂત્રના પાઠ ઇત્યાદિક ટુંકામાં બોલી નાખે, અને યથાર્થ ભાખે નહિ, તે સંક્ષેપ દોષ.

૬ **ક્લેશ દોષ**:–સામાયિકમાં કોઇથી કંકાસ કરે તે.

૭ **વિકથા દોષ**:–ચાર પ્રકારની વિકથા માંડી બેસે તે.

૮ **હાસ્ય દોષ**:–સામાયિકમાં કોઇની હાંસી મશ્કરી કરે તે.

૯ **અશુદ્ધ દોષ**:–સામાયિકમાં સૂત્રપાઠ ન્યૂનાધિક અને અશુધ્ધ બોલે તે અશુધ્ધ દોષ.

૧૦ **મુણમુણ દોષ**:–ગડબડ ગોટાથી સામાયિક સૂત્રપાઠ બોલે જે પોતે પણ પુરૂં માંડ સમજી શકે તે.

## કાયાના બાર દોષ.

૧ **અયોગ્ય આસન દોષ**:–સામાયિકમાં પગપર પગ ચઢાવીને બેશે, તે શ્રી ગુરૂઆદિ પ્રત્યે અવિનયરૂપ આસન.

૨ **ચલાસન દોષ**:–સામાયિક કરવા ડગડગતે આસને બેશે અથવા વારંવાર જ્યાંથી ઉઠવું પડે તેવે આસને બેસે.

૩ **ચલદૃષ્ટિ દોષ**:–કાયોત્સર્ગમાં આંખો ચંચળ રાખે.

૪ **સાવદ્ય ક્રિયા દોષ**:–સામાયિકમાં કાંઇ પાપ ક્રિયા કે તેની સંજ્ઞા કરે તે સાવદ્ય ક્રિયા દોષ.

૫ **આલંબન દોષ**:–ભીંતાદિકને ઓઠીંગણ દઇ બેસે જેથી ત્યાં બેઠેલા જંતુ આદિકનો નાશ થાય, પીડા થાય. તેમજ પોતાને પ્રમાદની પ્રવૃત્તિ થાય તે.

૬ આકુંચન પ્રસારણ દોષઃ-હાથ પગ સંકોચે, લાંબા કરે એ આદિ તે આકુંચન પ્રસારણ દોષ.

૭ આલસ દોષઃ-અંગ મરડે, ટચાકા વગાડે એ આદિ.

૮ મોટન દોષઃ-આંગળી વગેરે વાંકી કરે ટચાકા વગાડે તે.

૯ મલ દોષઃ-ઘરડાઘરડ કરી સામાયિકમાં મલ કરી મેલ ખંખેરે તે મલ દોષ.

૧૦ વિમાસણ દોષઃ-ગળામાં હાથ નાખી બેસે ઇત્યાદિ.

૧૧ નિદ્રા દોષઃ-સામયિકમાં ઉંઘ આવે, તે નિદ્રા દોષ.

૧૨ વસ્ત્ર સંકોચન દોષઃ-સામાયિકમાં ટાઢ પ્રમુખની ભીતિથી વસ્ત્રથી શરીર સંકોચે તે વસ્ત્ર સંકોચન દોષ.

એ બત્રિશ દૂષણ રહિત સામાયિક કરવું, પાંચ અતિચાર ટાળવા. (શ્રી મોક્ષમાળા.)

---

સામાયિક કે પ્રતિક્રમણ આદરવા અગાઉ સ્વચ્છ કપડાં પહેરવા. બેસવાની જગ્યા યત્ના પૂર્વક ચરવલાવડે પુંજીને કટાસણું (પોંછણું) પાથરીને ગુરૂ મહારાજ સામે બેસવું ગુરૂ મહારાજ ન હોયતો ગુરૂ નિમિત્તે પુસ્તકની સ્થાપના કરવી અને સામાયિક પ્રતિક્રમણ શરૂ કરવું.



# દેવસિક પ્રતિક્રમણ.

(ચારિત્રાચારની શુદ્ધિ માટે સામાયિક નામે
પ્રથમ આવશ્યક.)

પ્રથમ ત્રણ ખમાસમણ દેવા, ઉભા થઇને એક નવકાર મંત્ર કહેવો, બાદ સુગુરૂને સુખશાતા પુછવા માટેનો 'ઇચ્છકાર સુહરાઈ' નો પાઠ કહેવો, પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ દિવસ સંબંધી સામાયિક ઠાવા ઇરિયાવહિયં પડિક્કમુંજી? ગુરૂ મહારાજ 'પડિક્કમેહ' એમ આજ્ઞા કરે ત્યાર પછી 'ઇચ્છં' કહીને બોલવું.

## અથ ઇરિયાવહિયં.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇરિયા વહિયં પડિક્કમામિ ઇચ્છં,

ઇચ્છામિ પડિક્કમિઉં, ઇરિયા વહિયાએ વિરાહણાએ, ગમણાગમણે, પાણક્કમણે બીયક્કમણે હરિયક્કમણે, ઓસા ઉત્તિંગ પણગ દગ મટ્ટી મક્કડા સંતાણા સંકમણે, જે મે જીવા વિરાહિયા, એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા. અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા. પરિઆવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓઠાણં,

સંકામિયા, જીવિયાઓવવરોવિયા, તસ્સ મિચ્છામિ દુક્કડં.

અથ તસ્સઉત્તરી.

તસ્સઉત્તરીકરણેણં, પાયચ્છિતકરણેણં વિસોહી કરણેણં, વિસલ્લીકરણેણં પાવાણં કમ્માણં, નિગ્ઘા યણટ્ઠાએ ઠામી કાઉસ્સગ્ગં.

જેના માટે આપણો કશો ઉપાય કામ લાગે નહીં તેવા કાયાના વ્યાપાર છતાં પ્રતિજ્ઞા ભંગ થાય તેની છૂટ માટે.

અથ અનથ્થઉસસિએણં—આગાર

અન્નથ્થઉસસિએણં, નિસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણ, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલીએ, પિત્તમુચ્છાએ, સુહુમેહિં અંગસંચાલેહિ, સુહુમેહિં ખેલ સંચાલેહિં, સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં. એવમાઇએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ, હુજ્જમે કાઉસ્સગ્ગો. જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં, નપારેમિ તાવ કાયં, ઠાણેણં મોણેણં, ઝાણેણં અપ્પાણં વોસિરામિ.

ઇહાં એક લોગસ્સનો મનમાં કાઉસ્સગ્ગ કરવો; પછી લોગસ્સ પ્રગટ કહેવો.

## અથ લોગસ્સ—ચઉવિસથ્થો

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મ તિથ્થયરે જીણે; અરિહંતે કિત્તઇસ્સં ચઉવીસંપિ, કેવલી. ઉસભમજિયં ચ વંદે, સંભવમભિણંદણં ચ, સુમઇંચ; પઉમપ્પહં, સુપાસં, જીણુંચચંદપ્પહંવંદે સુવિહિંચપુપ્ફદંતં, સીઅલ સિજ્જંસ વાસુપૂજ્જં ચવિમલ મણંતં ચજિણં, ધમ્મંસંતિં ચ વંદામિ કુંથું અરંચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજીણં ચ, વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વધ્ધમાણં ચ, એવંમએ અભિથુઆ, વિહુય રયમલા પહીણ જરમરણા, ચઉવીસંપિ જિણવરા તિથ્થયરામે પસીયંતુ. કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિધ્ધા, આરૂગ્ગ બોહિલાભં, સમાહિવરમુત્તમંદિંતું ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુઅહિયં, પયાસયરા, સાગર વર ગંભીરા, સિધ્ધાસિદ્ધિં મમદિસંતુ.

પછી ઉભા રહીનેજ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ગમણાગમણે આલોઉં જી?

અથ ગમણાગમણ.

મારગને વિષે, જાતાં આવતાં પૃથ્વીકાય, અપ્પૂકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય ત્રસકાય, નીલ, ફૂલ, માટી, પાણી, કણ, કપાસીઆ, સ્ત્રી*આદિક તણો સંઘટ્ટ હુવો હોય તે સવિ હું મન, વચન, કાયાયે કરી મિચ્છામિ દુક્કડં.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાવા ત્રણ નવકાર ગણું જી. એમ કહી હેઠા બેસીને ત્રણ નવકાર ગણવા. તે ગણીને પછી ઉભા થઇ ઇચ્છિારેણ સંદિસહ ભગવન્ જીવરાશિ ખમાવું જી. એમ કહીને બોલવું:

અથ જીવરાશિ.

સાત લાખ પૃથ્વીકાય, સાતલાખ અપ્પકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચઉદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રી, બે લાખ તેઇંદ્રી, બે લાખ ચઉરિંદ્રી, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચેંદ્રી, ચઉદ લાખ મનુષ્યના ભેદ, એવંકારે ચઉદ રાજ ચોરાશી લક્ષ, જીવાયોનિ

---

*સ્ત્રીઓએ 'પુરૂષ' શબ્દ વાપરવો.

માંહે મહારે જીવે જિકો કોઈ જીવ દુહવ્યો હોય, વિરાધ્યો હોય, દુહવાવ્યો હોય, દુહવતાં પ્રતિઅનુમોદ્યો હોય, તે સવિ, હું મન, વચન, કાયાયે કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.

ઈચ્છાકારેણ સંદિસહ ભગવન ! અઢાર પાપસ્થાનક આલોઉંજી. એમ કહીને બોલવું,

અથ અઢાર પાપસ્થાનક.

પહેલે પ્રાણાતિપાત, બીજે મૃષાવાદ, ત્રીજે અ-અદત્તાદાન, ચોથે મૈથુન, પાંચમે પરિગ્રહ, છઠે ક્રોધ, સાતમે માન, આઠમે માયા, નવમે લોભ, દસમે રાગ, અગ્યારમે દ્વેષ, બારમે કલહ, તેરમે અભ્યાખ્યાન, ચૌદમે ચાડી. પન્નરમે રતિ અરતિ, સોળમે પરપરિવાદ, સતરમે માયામૃષાવાદ, અઢારમે મિથ્યાત્વશલ્ય, એ અઢારે પાપસ્થાનકમાંહી જે કોઈ પાપસ્થાનક મહારે જીવે સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતા પ્રત્યે અનુમોદ્યાં હોય, તે સવિ હું મન, વચન કાયાયે કરી તસ્સમિચ્છામિ દુક્કડં.

એ પ્રમાણે આલોયણા લઇને શુદ્ધ થયા પછી ગુરૂ સ્થા-
પના નિમિત્તે પંચિંદિય કહીએ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન
ગુરૂસ્થાપના કરૂંજી.

અથ પંચિંદિય.

પંચિંદિય સંવરણો, તહ નવવિહ બંભચેર
ગુત્તિધરો; ચઉવિહ કસાયમુક્કો, ઇય અઠ્ઠારસ ગુણેહિં
સંજુત્તો. પંચ મહવ્વયજુતો; પંચવિહાયાર પાલણ
સમથ્થો; પંચસમિઓ, તિગુત્તો, છત્તીસ ગુણેહિં
ગુરૂ મજ્ઝ.

એ પ્રથમ ખમાસમણ થયું. પછી ખમાસમણ પૂર્વક
નીચે બેસીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દ્રવ્ય, ક્ષેત્ર, કાલ,
ભાવ ધારૂંજીઃ—

અથ દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવ.

દ્રવ્યથકી લૂગડાં લતાં, ઘરેણાં ગાંઠાં, પાથરણું
નવકારવાલી ધાર્યાં પ્રમાણે મોકળાં છે; ક્ષેત્ર થકી
ઉપાશ્રયના બારણાની માંહેલી કોરે; કાલથકી, સા-
માયિક નીપજે તિહાં સુધી; ભાવ થકી યથાશકિત
રાગદ્વેષે રહિત, વ્રતી સંઘાતે બોલવું. ગુરૂ આદિક

સવ્રાતે બોલવાનો આગાર છે, અવ્રતી સંઘાતે બોલવાનું પચ્ચખ્ખાણ છે, એ રીતે છ કોટિએ કરી સામાયિક કરૂં. સામાયિકવ્રત ઉચ્ચાર કરવા એક નવકારનો કાઉસ્સગ્ગ કરૂંજી.

એમ કહી ઉભા થઇને એક નવકાર ગણવો પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્? સામાયિકવ્રત ઉચ્ચાર કરાવોજી. એમ આજ્ઞા લેવી, (સંવરમાં પ્રવેશ.)

અથ સામાયિકનું પચ્ચખ્ખાણ.

કરેમિ ભંત્તે સામાઇયં. સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ, જાવ નિયમં પજ્જુવાસામિ. દુવિહં તિવિહેણં-મણેણં, વાયાએ, કાએણં ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે પડિક્કમામિ નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

એ સામાયિક કરતાં ચારિત્રાચાર શુધ્ધ થાય એ પહેલું સામાયિક નામે આવશ્યક અને બીજું ખમાસમણ પુરૂં થયું.

(દર્શનાચારની શુદ્ધિ માટે 'ચઉવિસથ્થો' નામે બીજું આવશ્યક.)

પછી ઉભા થકાજ ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઈચ્છાકારેણ સંદિસહ ભગવાન્ બીજા આવશ્યક ભણી ઈરિઆવહિયં

પડિક્કમુંજી. એમ કહી ઇરિઆવહિ પડિક્કમિ; વસ્સઉત્તારી કહેવી. પછી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી લોગસ્સ પ્રગટ કહેવો, એ લોગસ્સ કહેવાથી દર્શનાચાર નિર્મલ થાય. એ બીજું ચઉવિસથ્થો નામે આવશ્યક અને ત્રીજું ખમાસમણ પુરૂં થયું.

(જ્ઞાન દર્શન ચારિત્રની શુધ્ધિ અર્થે 'ગુરૂવંદનક,'

નામે ત્રીજું આવશ્યક)

પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક હેઠા બેસીને ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ છેડાનું પડિલેહણ કરૂંજી. એમ કહી દૃષ્ટિ પડિલેહણને અર્થે ઉત્તરાસંગના છેડાનું પડિલેહણ કરવું એટલે છેડાથી હાથ પગ અને આસન પુંજવાં. પછી ઉભાથઇને ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્, ગુરૂ વિનય માટે ત્રીજા આવશ્યક ભણી વાંદણાં કરૂંજી.

અથ આવશ્યકવાંદણાં.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં, જાવણિજ્જાએ, નિસીહિઆએ. અણુજાણહ, મે, મિઉગ્ગહં. નિસીહિ, અહોકાયં, કાયસંફાસં, ખમણિજ્જો ભે, કિલામો, અપ્પકિલંતાણં બહુ સુભેણ, ભે દિવસો વઇક્કંતો જત્તાભે, જવણિજ્જં, ચ, ભે, ખામેમિ, ખમાસમણો,

દેવસિયં, વઇક્કમં. આવસ્સિઆએ પડિકકમામિ, ખમાસમણાણં, દેવસિઆએ આસાયણાએ, તિત્તીસન્નયરાએ જં કિંચિ, મિચ્છાએ, મણદુક્કડાએ, વયદુક્કડાએ, કાયદુક્કડાએ, કોહાએ, માણાએ, માયાએ, લોહાએ, સવ્વકાલિઆએ, સવ્વમિચ્છોવયારાએ સવ્વધમ્માઇકકમણાએ, આસાયણાએ, જો, મે, દેવસિઓ અઇયારો, કઓ, તસ્સ, ખમાસમણો, પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

એમ ગુરૂ સમીપે વાંદણાં બે વાર દેવાં. ત્યાં બીજી વારને વાંદણે "આવસિઆએ" એ પદ ન કહેવું અને રાઇપડિક્કમણે 'રાઇઓવઇક્કંતો,' પખ્ખીએ' પખ્ખીઓ વઇક્કંતો' ચઉમાસિએ ચઉમાસિઓ વઇક્કંતો અને સંવત્સરિયે સંવચ્છરો વઇક્કંતો કહેવું. એ વાંદણાં દેતાં જ્ઞાનાદિ ત્રણે નિર્મલ થાય. અહિં પોતાને મુખે, સંધ્યા હોય તો ચઉવિહાર અને સવાર હોયતો નવકારસી પ્રમુખનું પચ્ચખ્ખાણ મનને ભાવે ધારવું. તેથી તપાચાર નિર્મલ થાય. એ ત્રીજું વંદનકાવશ્યક અને ચોથું ખમાસમણ પુરૂં થયું.

(અતિચારની આલોયણાને અર્થે 'પ્રતિક્રમણ' નામે
ચોથું આવશ્યક.)

પછી ઉભા થઈને ઈચ્છામિ ખમાસમણ પૂર્વક ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચોથા આવશ્યક ભણી અતિચાર આલોઉં જી. એમ આજ્ઞા માગ્યા પછી પ્રથમ 'નવકાર' કહેવો અને પછી ઈચ્છં" બોલીને અતિચાર ભણવા તે.

અથ લઘુ અતિચાર.

અરિહંતદેવ, સુસાધુગુરૂ, જિનપ્રણિતધર્મ, ભાવતો સમકિત પ્રતિપાલું; દ્રવ્યતો લૌકિક લોકોત્તર દેવગત, ગુરૂગત, પર્વગત, મિથ્યાત્વવિષે જયણા કરૂં એ શ્રી સમકિતતણા પાંચ અતિચાર શોધું. શંકા, કંખા, વિતિગિચ્છા, પરપાખંડીપરસંસા, પર પાખંડીસંશુઓ, એપાંચ અતિચારમાંહે જિકો કોઇ અતિચાર હુઓ હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

૧. બાર વ્રત માંહે પહેલું પ્રાણાતિપાત વિરમણ વ્રત, સ્થૂલ બે ઇંદ્રિયાદિક ત્રસ જીવ નિરપરાધ ઉપેતકરણ સંકલ્પી કરી હણવા નિયમ, આરંભે જયણા

એ પહેલા પ્રાણાતિપાતવિરમણવ્રત તણા પાંચ અતિચાર શોધું. બંધે, વહે. છવિચ્છેએ, અઇભારે, ભત્ત પાણવુચ્છેએ એ પાંચ અતિચાર૦

૨. બીજું સ્થૂલમૃષાવાદવિરમણવ્રત. પંચવિધ કન્નાલીએ, ગોવાલીએ, ભૂમાલીએ, નાસાવહારે, કૂડસખ્ખિજ્જે, એ પાંચ મોટકાં કૂડાં આપણને કાજે, સ્વજનને કાજે, ધર્મને કાજે મુકી, પર કાજે કુડું બોલવા નિયમ, સૂક્ષ્મ અલિક તણી જયણા કરૂં. એ બીજા૦ સહસ્સાભખ્ખાણે, રહસ્સાભખ્ખાણે, સદારામંતભેએ, મોસોવએસે, કૂડલેહકરણે, એ પાંચ.

૩. ત્રીજું સ્થૂલ અદત્તદાન વિરમણ વ્રત. સચિત્ત, અચિત્ત રાજનિગ્રહ કારિઉં, પિઆરૂં અણદીધું લેવા નિયમ. સૂક્ષ્મ તૃણ, ઇંધણ, પથિપતિત વ્યવહારનિયોગે, દાણચોરીજયણા એ ત્રીજા૦ તેનાહડે તક્કરપઓગે, વિરૂદ્ધરજ્જાઇક્કમે, કુડતુલ, કુડમાણે તપ્પડિરૂઅગવવહારે. એ પાંચ૦

૪. ચોથું શીલવ્રત, યથાશક્તે. * સ્વદારા સંતોષ; પરદારાવિવર્જના રૂપ, એ ચોથા૦ ઈત્તર-પરિગ્ગહિયાગમણે, અપરપરિગ્ગહિયાગમણે, અનંગક્રીડા, પરવિવાહકરણે, કામભોગતિવ્વાભિલાસે. એ પાંચ૦

૫. પાંચમું પરિગ્રહપરિમાણવ્રત નવવિધ. ખિત્ત, ઘર, હટ્ટ, વાડિય, કુવિય, ધણ, ધન્ન, હિરણ્ણ-સુવણ્ણ, અઇપરિમાણ. દુપ્પય, ચઉપ્પય મિય, નવવિહ પરિગ્ગહ વયંતો. એ પાંચમાં૦ ખિત્ત વત્થુ-પ્પમાણાઇક્કમે હિરણ્ણ સુવણ્ણપ્પમાણાઇક્કમે, ધણ-ધન્નપમાણાઇકકમે દુપ્પયચઉપ્પયપ્પણાઇક્કમે, કુવિ-યપ્પમાણાઇક્કમે. એ પાંચ૦ ૫

૬. છઠ્ઠું દિસિવ્રત, ત્રિવિધે જાણવું. ઉડ્ઢદિસિ-વએ, અહો દિસિવએ, તિરિયદિસિવએ. એ છઠ્ઠા૦ ઉડ્ઢદિસિપ્પમાણાઇકકમે, અહોદિસિપ્પમાણાઇકકમે, તિરિયદિસિપ્પમાણાઇકકમે, ખિત્તવુડ્ઢી, સયંતરદ્ધા એ પાંચ૦

* સ્ત્રીઓએ દારાને બદલે પતિ શબ્દ વાપરવો.

૭. સાતમું ભોગોપભોગવ્રત. દ્વિવિધ, ભોજનતઃ કર્મતશ્ચ, તત્રભોજનત; સચ્ચિત્તદવ્વ વિગઇ, ઉવાણ તંબોલ, ચીર, કુસુમેસુ; વાહણ, સયણ, વિલેવણ, બંભ, દિસિ, ન્હાણ, ભત્તેસુ. એ સાતમા૦ સચિત્ત આહારે, સચિત્ત પડિબદ્ધઆહારે, અપ્પોસહિભખ્ખણયા, દુપ્પોસહિભખ્ખણયા, તુચ્છોસહિભખ્ખણયા, એ પાંચ અતિચાર૦

કર્મતો પન્નરે કર્માદાન. ઇંગાલ કમ્મે વણ કમ્મે, સાડી કમ્મે, ભાડી કમ્મે, ફોડી કમ્મે, દંત-વાણિજ્જે, લખ્ખ વાણિજ્જે, રસ વાણિજ્જે, વિસ-વાણિજ્જે. કેસ વાણિજ્જે જંતપીલણ કમ્મે, નિલ્લં-છણ કમ્મે, દવગ્ગિદાવણીઆ, સરદહ તલાવસોસણયા અસઇપોસણયા, એ પન્નર કર્માદાન સ્થૂલનિયમ સૂક્ષ્મતણી જયણા. એ પન્નર૦

૮ આઠમું અનર્થદંડવિરમણવ્રત. ચતુર્વિધ અ-વજ્ઝાણાયરિયે, પ્પમાણાયરિએ. હિંસપ્પયાણે પા-વક મ્મોવએસે. એ આઠમા૦ કંદપ્પે, કુકકુએ, મુ-

હરિએ, સંજુત્તાહિગરણે, ઉવભોગપરિભોગ અઇરેગ. એ પાંચ૦

૯ નવમું સામાયિકવ્રત. સામાઇય નામ, સાવજ્જજોગપરિવજ્જણં, નિરવજ્જજોગ આસેવણંચ. એ નવમા૦ મણદુપ્પણિહાણે, વયદુપ્પણીહાણે, કાયદુપ્પણિહાણે, સામાઇયસ્સ અકરણયા, સામાઇયસ્સ અણવુટ્ઠિયસ્સ કરણયા એ પાંચ૦ ૯

૧૦ દશમુ દેશાવગાશિકવ્રત. દિસિવયગહિયસ્સ દિસાપરિમાણસ્સ, પઇદિણં પરિમાણકરણં એ દશમા૦ આણવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાઇ, રૂવાણુવાઈ બહિયાપુગ્ગલપખ્ખેવે એ પાંચ૦

૧૧ અગીઆરમું પૌષધવ્રત. ચિહું ભેદે જાણવું આહાર પોસહે, શરીર સકકારપોસહે, બંભચેર પોસહે. અ૦વાવાર પોસહે, એ અગીઆરમા૦અપ્પડિલેહિય, દુપ્પડિલેહિયે સિજ્જાસંથારે, અપ્પમજ્જિઅ દુપ્પમજ્જિય સિજ્જાસંથારે અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચારપાસવણભૂમિ, અપ્પમજ્જિઅ

દુપ્પમજ્જિઅ ઉચ્ચારપાસવણભૂમિ, પોસહોવવાસસ્સ, સમ્મં અણણુપાલણયા. એ પાંચ૦

૧૨ બારમું અતિથિસંવિભાગવ્રત. અતિથિસંવિભાગોનામ. નાયાગયાણં, કપ્પણિજાણં, અન્નપાણાણં દવ્વાણં દેશકાલસદ્ધાસક્કાર કમ્મજોએ-પરાઇભત્તિએ, આયાણુગ્ગહબુદ્ધિએ, સંજયાણં દાણં એ બારમા૦ સચિત્ત નિખ્ખેવણયા, સચિત્તપિહણયા, કાલાઇક્કમદાણે, પરોવએસે, મચ્છરયા. એ પાંચ૦

સંલેષણા તણા પાંચ અતિચાર શોધું. ઇહલોગાસંસપ્પઓગે, પરલોગાસંસપ્પઓગે. જીવિઆસંસપ્પઓગે મરણાસંસપ્પઓગે. કામભોગાસંસપ્પઓગે. એ પાંચ૦

એવંકારે શ્રી સમકિત મૂલ બારવ્રતવિષે પંચ્યાશી અતિચારમાંહે જિકો કોઈ અતિચાર, અનાચાર, અતિક્રમ, વ્યતિક્રમ હુઓ હોય તથા જાણતે, અજાણતે, સૂક્ષ્મ, બાદર, કાનો માત્ર, મિંડી, પદ, અક્ષર, ઓછો આધકો, હલવો, ભારી, આગલ, પાછલ, કહયો કહેવાણો હોય, તે સવી હું મન, વચન, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

॥ દેસાવગાસિઅં ઉવભોગં, પરિભોગં, પચ્ચ ખ્ખામિ, અન્નથ્થણાભોગેણં સહસ્સાગારેણં મહત્તરા ગારેણં, સવ્વ સમાહિવત્તિયાગારેણં, વોસિરામિ

એ ચોથું પડિકકમણ નામે આવશ્યક અને પાંચમું ખમાસમણ પૂરૂં થયું.

## પ્રાયશ્ચિત માટે 'કાઉસ્સગ્ગ' નામે પાંચમું આવશ્યક

ઇચ્છામિ ખમાસમણ પૂર્વક હેઠા બેસીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂંજી. એમ કહીને 'ઇચ્છ' "જયજય મહાપ્રભુ" એ ચૈત્યવંદન કહેવું. તે કહીને ચાર સ્તવન અથવા અઠ્ઠાત્તરિતીર્થમાલા કહેવી. પછી ઉભા થઇને "ઉવસગ્ગહરં" કહેવું. પછી નીચા બેસીને "નમુથ્થુણં કહેવું" એ છઠ્ઠું ખમાસમણ પુરૂં થયું, ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ગુરૂવંદના કરૂંજી.

### અથ ગુરૂ વંદના.

અઠ્ઠાઇજ્જેસુ દીવસમુદ્દેસુ પન્નરસસુ કમ્મભૂમીસુ,
જાવંતિ કેવિ સાહૂ, રયહરણગુચ્છ પડિગ્ગહધારા.
પંચમહવ્વયધારા, અઠ્ઠારસસહસ્સ સીલંગધારા,
અખ્ખયાયારચરિત્તા, તે સવ્વે સિરસા મણસા મથ્થએણ વંદામિ,

પૂજ્જસિરિ અજ્જ રખ્ખિય, ગુરૂણો તપટ્ટિપૂજ્જજયસિંહા
સૂરિસિરિ ધમ્મઘોસા, મહિંદસિંહા તઓ ગુરૂણો,

તપ્પય સિરિસિંહપહા, તેસિંપય અજિયસિંહવર ગુરૂણો.
દેવિંદસિંહ ગુરૂણો તપ્પય સિરિધમ્મપહસૂરિ.
સિરિસિંહતિલયસૂરિ, તપ્પય સિરિમહિંદપહ ગુરૂણો,
સિરિમેરૂતુંગ ગુરૂણો, તપ્પય જયકિત્તિ ગુરૂરાઓ.
સિરિજયકેસરિસૂરિ, તપ્પય સિદ્ધંતસાયરો સુગુરૂ,
સિરિ ભાવસાયર ગુરૂ, તપ્પય સૂરિગુણનિહાણો,
સિરિધમ્મમૂત્તિસૂરિ, તપ્પય કલ્લાણસાયર મુણિંદો,
સિરિ અમરસાયર ગુરૂ કલ્લાણં કુણઉ સંઘસ્સ.
તપટ્ટિ પુવ્વ પુવ્વય, ભાણુ વિજ્જાયસાયરં સૂરિ,
સિરિ ઉદયસાયર સૂરિ, તપ્પય ગુણમણિ રૂહાણં.
શ્રી કિંત્તિસાગર સૂરિ, શ્રી પુણ્યસાગર સૂરિ, શ્રી રાજેંદ્ર સાગર સૂરિ, શ્રી મુક્તિસાગર સુરિ, શ્રી રત્નસાગરસૂરિયં વંદે, વિહરમાન શ્રી વિવેકસાગરસૂરિયં વંદે. અચલ ગચ્છ નાયકં વંદે, વિધિપક્ષગચ્છનાયકં વંદે. પહેલે પાટે સુધર્મા સ્વામી, બીજે પાટે જંબૂ સ્વામી, ત્રીજે પાટે પ્રભવ સ્વામી, ચોથે પાટે સિજ્જંભવસૂરિ, પાંચમે પાટે યશોભદ્રસૂરિ, છઠ્ઠે પાટે સંભૂત્તિવિજયસૂરિ, સાતમે પાટે ભદ્રબાહુસ્વામી, આઠમે પાટે સ્થૂલિભદ્રસ્વામી, એવા પાટાનુ પાટ છેલ્લા શ્રી દુઃપ્રસહ નામા આચાર્ય થશે. તેને મહારી એકસોને આઠવાર ત્રિકાળ વંદના હોજો. એ સાતમું ખમાસમણ થયું.

**ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજઝાય કરું, સજઝાય સાંભલુંજી, અહીં નવકાર કહીને સજઝાય કહેવી.**

## અથ સજ્ઝાય.

અરિહંતા મંગલં મુજ્ઝ, અરિહંતા મુજ્ઝ દેવયા;
અરિહંતા કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૧
સિદ્ધાય મંગલં મુજ્ઝ, સિદ્ધાય મુજ્ઝ દેવયા;
સિદ્ધાય કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૨
આયરિયા મંગલં મુજ્ઝં, આરિયા મુજ્ઝદેવયા;
આયરિયા કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૩
ઉવજ્ઝાયા મંગલં મુજ્ઝ, ઉવજ્ઝાયા મુજ્ઝ દેવયા;
ઉવજ્ઝાયા કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૪
સાહૂય મંગલ મુજ્ઝ, સાહૂય મુજ્ઝ, દેવયા;
સાહૂય કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૫
એ પંચેમંગલં મુજ્ઝ, એ પંચેમુજ્ઝ દેવયા;
એ પંચે કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૬
એસો પંચ નમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો;
મંગલાણું ચ સવ્વેસિં, પઢમં હોઈ મંગલં.

પછી ઉભા થઇને ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પાંચમાં આવશ્યક ભણી દેવસિક પ્રાયશ્ચિત વિશોધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ૦ ઈત્યાદિક કહીને 'ચંદેસુનિમ્મલયરા' સુધી ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી "નમો અરિહંતાણં" એ પદ કહીને કાઉસ્સગ્ગ પારવો. પછી પ્રગટ લોગસ્સ કહેવો. એ નવમું ખમાસમણ થયું. ફરી ઈચ્છામિ ખમાસમણ પૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ

ભગવન્! અભિભવ કાઉસ્સગ્ગ ઠાઉં; ઇચ્છં અભિભવ અશેષ દુખ્ખક્ખય કમ્મક્ખય નિમિત્તં કરેમિ કાઉસગ્ગં. અન્નથ૦ ઈત્યાદિક કહીને 'સિદ્ધા સિદ્ધિં મમદિસંતુ' પર્યંત પૂરેપૂરા પાંચ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, પછી 'નમો અરિહંતાણું' એ કહીને પ્રગટ લોગસ્સ કહેવો. એથી કરી પડિક્કમણમાં જે અશુદ્ધ આચાર બન્યા હોય, તે સર્વ પાંચ લોગસ્સના કાઉસ્સગ્ગ થકી શુદ્ધ થાય છે. એ કાઉસ્સગ્ગ નામે પાંચમું આવશ્યક અને દશમું ખમાસણ પૂરૂં થયું.

(તપાચારની શુદ્ધિ માટે 'પચ્ચક્ખાણ'
નામે છઠ્ઠું આવશ્યક.)

પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! છઠ્ઠા આવશ્યક ભણી પચ્ચક્ખાણ વાંદણાં કરૂં જી. એમ કહી બે વાર વાંદણાં દેવા, પછી ગુરૂમુખે પચ્ચક્ખાણ કરીયે. એ છઠ્ઠું પચ્ચક્ખાણ નામે આવશ્યક અને અગીયારમું ખમાસમણ પૂરૂં થયું.

પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક હેઠા બેસીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારવા ત્રણ નવકાર ગણુંજી. જમણો હાથ ભોંયપર અવળો સ્થાપીને ત્રણ નવકાર ગણવા. પછી 'નમોઅરિહંતાણું' એ પદ કહીને ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારવા ગાથા ભણુંજી.

**જંજં મણેણ બદ્ધં, જંજં વાયાય ભાસિયંપાવં, કાએણ વિહુકયં, મિચ્છામિ દુક્કડં તસ્સ ૧**

સવ્વે જીવા કમ્મવસ, ચઉદહ રજ્જ ભમંત
તે મે સવ્વ ખમાવિયા, મુજ્ઝવિ તેહ ખમંત. ૨
ખમી ખમાવી મેં ખમી, છવ્વિહજીવનિકાય,
શુદ્ધ મને આલોવતાં, મુજ્ઝ મન વેર ન થાય. ૩
દિવસે દિવસે, લખ્ખં, દેઇ સુવન્નસ્સખંડિયં એગો,
એગો પુણ સામાઇયં, કરેઇ ન પહુપ્પએ તસ્સ. ૪
કુણે પમાએ બોલીઉં, હુઇવિરૂઇ બુદ્ધિ.
જિણસાસણમેં બોલીઉં, મિચ્છા દુક્કડં સુદ્ધિ. ૫

સામાયિક વ્રત ફાંસિઅં, પારિઅં, પૂરિઅં, તીરિઅં, કિત્તિઅં, આરાહિઅં, વિધે લીધું, વિધે કીધું, વિધે પાર્યું, વિધિ કરતાં, કિસિ અવિધિ આશાતના હુઇ હોય, તે સવિ મને, વચને, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં, પાટી, પોથી, કવલી, ઠવણી નવકારવાલી કાગલે, પગ લગાડયો હોય, ગુરૂને આસણે બેસણે, ઉપકરણે પગ લગાડયો હોય, જ્ઞાન દ્રવ્ય તણી આશાતના થઈ હોય, તે સવિ મને, વચને, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. અઢી દ્વીપને વિષે સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા જે કોઇ પ્રભુ

શ્રી વીતરાગ દેવની આજ્ઞા પાલે, પલાવે, ભણે ભણાવે, અનુમોદે, તેહને મ્હારી ત્રિકાલ વંદના હોજો. સીમંધર પ્રમુખ વીશ વિહરમાન જિનને મ્હારી ત્રિકાલ વંદના હોજો. અતીત ચોવીશી, અનાગત ચોવીશી, વર્ત્તમાન ચોવીશીને મ્હારી ત્રિકાલ વંદના હોજો. ઋષભાનન, ચંદ્રાનન વર્દ્ધ-માન વારિષેણ એ ચાર શાશ્વતા જિનને મ્હારી ત્રિકાલ વંદના હોજો. દશ મનના, દશ વચનના, બાર કાયાના, એ બત્રીશ દોષ માંહેલો સામાયિક વ્રતમાંહે જિકો કોઇ દોષ લાગ્યો હોય, તે સવિ હું મને, વચને, કાયાએ કરી મિચ્છામિદુક્કડં. સાચાની સદહણા જુઠાના મિચ્છામિ દુક્કડં. ॥

પછી ત્રણ નવકાર મનમાં ગણી ત્રણ ખમાસમણ દેઇ જયણા પૂર્વક ઉઠવું. એ બારમું ખમાસમણ પૂરૂં થયું.

---

## રાઇ પડિક્કમણ વિધિ.

સામાયિક નામે પ્રથમ આવશ્યક—ત્રણ ખમાસમણ આપી ઇચ્છકારિ૦ કહીને ઇરિયાવહી૦ પડિક્કમિ પછી તસ્સ-ઉત્તરી૦ કહી, એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, પ્રગટ લોગસ્સ

કહી ગમણાગમણ આલોવવું, સામાયિક ઠાવા ત્રણ નવકાર ગણવા, જીવરાશિ ખમાવી, અઢાર પાપસ્થાનક આલોવી, ગુરૂસ્થાપના નિમિત્તે પંચિંદિય કહીને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ધારવા. પછી સામાયિક ઉચ્ચાર કરવા એક નવકાર ગણીને સામાયિક વ્રત ઉચરવું.

ચઉવિસથ્થો નામે બીજા આવશ્યક ભણી ઇરિયાવહી૦ તસ્સઉત્તરી૦ કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી લોગસ્સ પ્રગટ કહેવો.

વંદનક નામે ત્રીજા આવશ્યક ભણી ઇચ્છં અભિભવ અશેષ દુખ્ખખ્ખય કમ્મખ્ખય નિમિત્તે પાંચ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. લોગસ્સ પ્રગટ કહીને કુસુમિણ દુસુમિણ ઉઢામિ નિમિત્તં ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી એક લોગસ્સ કહીને ઉત્તરાસંગનો છેડો પડિલેહવો.

પ્રતિક્રમણ નામે ચોથા આવશ્યક ભણી બે વાર વાંદણાં દેવાં.

કાઉસ્સગ્ગ નામે પાંચમાં આવશ્યક ભણી લઘુ અતિચાર કહે. ચૈત્યવંદન કહી ચાર સ્તવન કહેવાં; ઉવસગ્ગહરં૦ નમુથ્થુણં૦ કહીને ગુરૂવંદના કહેવી. પછી સજ્ઝાય કહેવી.

પચ્ચખ્ખાણ નામે છઠ્ઠા આવશ્યક ભણી પચ્ચખ્ખાણ વાંદણાં બે વાર દઇને ગુરૂમુખે પચ્ચખ્ખાણ કરીયે. પછી સામાયિક પારવા ત્રણ નવકાર ગણીને "જં જં મણેણબદ્ધં" ઇત્યાદિ ગાથા કહી પ્રતિક્રમણ સમાપ્ત કરીયે. ॥

# अथ श्री जीव विचारना छूटा बोल.

(૧) જીવના બે ભેદ છે.

૧ સંસારી તે કર્મ સહિત, ૨ મોક્ષના તે કર્મ રહિત.

(૨) સંસારી જીવના બે ભેદ છે,

૧ થાવર તે સ્થિર રહે તે, ૨ ત્રસ તે હાલે ચાલે તે.

(૩) થાવર જીવના પાંચ ભેદ છે.

૧ પૃથ્વીકાય તે માટી પાષાણાદીક, ૨ અપકાય તે પાણીના જીવ. ૩ તેઉકાય તે અગ્નિના જીવ. ૪ વાઉકાય-વાયરાના જીવ, ૫ વનસ્પતિકાય તે ઝાડપાલાદીકના જીવ.

(૪) વનસ્પતિકાય જીવના બે ભેદ છે.

૧ પ્રત્યેક તે એક શરીરને વિષે એક જીવ હોય તે. સાધારણ તે એક શરીરને વિષે અનંતા જીવ હોય તે.

(૫) ત્રસકાયના ચાર ભેદ છે.

૧ બે ઇંદ્રીના તે શરીર અને જીભવાળા. ૨ તે ઇંદ્રીના તે શરીર, જીભ અને તે નાસીકાવાળા, ૩ ચૌરેંદ્રીના તે શરીર, જીભ, નાસીકા અને ચક્ષુવાળા, ૪ પંચેંદ્રીના તે શરીર, જીભ, નાસીકા, ચક્ષુ અને કાનવાળા.

(૬) પંચેન્દ્રી જીવના ચાર ભેદ છે.

૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા.

(૭) નારકી સાત છે તેનાં નામ.

૧ ધમા, ૨ વંશા, ૩ સેલા, ૪ અંજણુ, ૫ રીઠ્ઠા, ૬ મઘા ૭ માઘવતી. ગોત્રઃ—૧ રત્નપ્રભા, ૨ શર્કરા પ્રભા,

૩ વાલુકા પ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધુમપ્રભા, ૬ તમપ્રભા, ૭ તમતમા પ્રભા.

(૮) તિર્યંચ પંચેંદ્રીના ત્રણ ભેદ છે.

૧ જલચર–પાણીમાં રહેનારાં પ્રાણીઓ; ૨ થલચર–જમીન ઉપર ચાલનારાં પ્રાણીઓ; ૩ ખેચર તે આકાશમાં ઉડનારાં પ્રાણીઓ.

(૯) મનુષ્યના ત્રણ ભેદ.

(૧) કર્મ ભૂમિ, અકર્મ ભૂમિ, ૩ અંતર દ્વીપ.

(૧૦) કર્મભૂમિનાં ક્ષેત્ર ૧૫ છે તેનાં નામ.

૫ ભરતક્ષેત્ર, ૫ ઐરવ્રત ક્ષેત્ર, ૫ મહાવિદેહ ક્ષેત્ર.

(૧૧) અકર્મભૂમિનાં ૩૦ ક્ષેત્ર છે તેનાં નામ–

૫ હેમવંત, ૫ ઐરણ્યવ્રત, ૫ હરિવર્ષ, ૫ રમ્યક, ૫ દેવકુરૂ, ૫ ઉત્તરકુરૂ.

(૧૨) અંતરદ્વીપનાં ૫૬ ક્ષેત્ર છે. તે આ જંબુદ્વિપ મધ્યે હિમવંત અને શિખરી એવા બે પર્વત છે એ પર્વતો મધ્યેથી પૂર્વે અને પશ્ચિમે લવણ સમુદ્રમાં આઠ ગજદંતા એટલે દાઢા નીકળ્યા છે, તે એક એક ગજદંતા ઉપર સાત સાત ક્ષેત્રો છે.

(૧૩) દેવતાના ચાર ભેદ છે.

૧ ભુવનપતિ, ૨ વ્યંતરના, ૩ જ્યોતિષિ, ૪ વૈમાનીક

(૧૪) ભુવનપતિ દેવતાના ૧૦ ભેદ છે.

૧ અસુર કુમાર નિકાય (સ્થાનક) ૨ નાગ કુમારનિકાય, ૩ સુવર્ણકુમારનિકાય, ૪ વિદ્યુતકુમારનિકાય, ૫ અગ્નિ-

કુમારનિકાય, ૬ દ્વિપકુમારનિકાય, ૭ ઉદધિકુમાર, ૮ દિશિકુમારનિકાય, ૯ પવનકુમારનિકાય, ૧૦ સ્તનિત કુમારનિકાય.

(૧૫) વ્યંતર દેવતાના બે ભેદ છે.

૧ વ્યંતરના, ૨ વાણુ વ્યંતરના.

(૧૬) વ્યંતર દેવતાના આઠ ભેદ છે.

૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર ૬ કિંપુરૂષ, મહોરગ, ૮ ગંધર્વ.

(૧૭) વાણુ વ્યંતરના આઠ ભેદ છે.

૧ અણુપન્ની નિકાય, ૨ પણુપન્ની નિકાય, ૩ એસીવાદી નિકાય, ૪ ભૂતવાદી નિકાય, ૫ કંદિત નિકાય ૬ મહાકંદિત નિકાય, ૭ કોહંડ ૮ પતંચ નિકાય,

(૧૮) જ્યોતિષિ દેવતાના પાંચ ભેદ છે.

૧ ચંદ્ર, ૨ સૂર્ય ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, ૫ તારા,

(૧૯) વૈમાનીક દેવતાના બે ભેદ છે.

૧ કલ્પ તે આચારવાળા, ૨ કલ્પાતિત તે પોતે સ્વામી છે.

(૨૦) કલ્પ તે બાર દેવ લોકવાળા, તે દેવલોકનાં નામ—

૧ સુધર્મ દેવલોક, ૨ ઇશાન દેવલોક, ૩ સનતકુમાર દેવલોક, ૪ માહેંદ્ર દેવલોક, ૫ બ્રહ્મ દેવલોક, ૬ લાંતક દેવલોક ૭ મહાશુક્ર દેવલોક ૮ સહસાર દેવલોક, આનંત દેવલોક, ૧૦ પ્રાણુંત દેવલોક, ૧૧ આરણ્ દેવલોક, ૧૨ અચ્યુત દેવલોક.

(૨૧) કલ્પાતિતના બે ભેદ છે.

૧ નવગ્રૈવેયકના, ૨ પાંચ અનુત્તર વીમાનના.

(૨૨) નવગ્રૈવેયકનાં નામ.

૧ સુદર્શન, ૨ સુંપ્રતિબંધ, ૩ મનોરમ, ૪ સર્વભદ્ર, ૫ વિશાળ, ૬ સુમનસા, ૭ સુમણુસ, ૮ પ્રીયંકર, ૯ આદિત્ય,

(૨૩) પાંચ અનુત્તર વિમનનાં નામ–

૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજીત, ૫ સર્વાર્થ સિદ્ધ.

(૨૪) મોક્ષના જીવના ૧૫ ભેદ છે.

૧ જીણ સિદ્ધા, ૨ અજીણ સિદ્ધા, ૩ તીર્થ સિદ્ધા, ૪ અતીર્થ સિદ્ધા. ૫ ગૃહલિંગે સિદ્ધા, ૬ અન્યલિંગે સિદ્ધા, ૭ સ્વલિંગે સિદ્ધા, ૮ સ્રી લિંગે સિદ્ધા, ૯ પુરૂષ લિંગે સિદ્ધા, ૧૦ નપુસંકં લિંગે સિદ્ધા, ૧૧ પ્રત્યેક બુદ્ધ સિદ્ધા, ૧૨ સ્વયં બુદ્ધ સિદ્ધા, ૧૩ બોધ બોધિત સિદ્ધા, ૧૪ એક સિદ્ધા ૧૫ અનેક સિદ્ધા.



# अथ नव तत्वना छूटा बोल.

| | |
|---|---|
| ૧ જીવતત્વ. | ૨ અજીવતત્વ. |
| ૩ પુન્યતત્વ. | ૪ પાપતત્વ. |
| ૫ આશ્રવતત્વ. | ૬ સંવરતત્વ. |
| ૭ નિર્જરાતત્વ. | ૮ બંધતત્વ. |
| | ૯ મોક્ષતત્વ. |

પ્રાણોને ધારે તે જીવ કહીએ, અથવા જ્ઞાનાદિકં ચેતના લક્ષણ સહિત તે જીવ ૧. જ્ઞાનાદિક ચેતના લક્ષણ રહિત તે અજીવ ૨. કર્મની શુભ પ્રકૃતિ તે પુન્ય ૩. કર્મની અશુભ પ્રકૃતિ તે પાપ ૪. જે થકી કર્મ આવે તે આશ્રવ ૫. જે થકી આવતાં કર્મ રોકાય તે સંવર ૬. દેશથી કર્મનો ક્ષય તે નિર્જરા ૭. જુનાં કર્મ સાથે નવાં કર્મનું મળવું તે બંધ ૮. સર્વ કર્મનો ક્ષય તે મોક્ષ ૯.

| | | | |
|---|---|---|---|
| જીવતત્વના | ૧૪ ભેદ, | અજીવતત્વના | ૧૪ ભેદ. |
| પુન્યતત્વના | ૪૨ ભેદ. | પાપતત્વના | ૮૨ ભેદ. |
| આશ્રવતત્વના | ૪૨ ભેદ. | સંવરતત્વના | ૫૭ ભેદ. |
| નિર્જરાતત્વના | ૧૨ ભેદ. | બંધતત્વના | ૪ ભેદ. |
| | | મોક્ષતત્વના | ૯ ભેદ, |

તે બધા નવે તત્વના સર્વે ભેદ ૨૭૬ થયા તેમાં ૮૮ અરૂપી છે; અને ૧૮૮ ભેદ રૂપી છે. તેની નીચે પ્રમાણે:—

| અંક. | નામ. | રૂપી ભેદ. | અરૂપી ભેદ. | હેય*જ્ઞેયાદિ. |
|---|---|---|---|---|
| ૧ | જીવ | ૧૪ | ૦ | જ્ઞેય |
| ૨ | અજીવ | ૪ | ૧૦ | જ્ઞેય |
| ૩ | પુન્ય | ૪૨ | ૦ | ઉપાદેય |
| ૪ | પાપ | ૮૨ | ૦ | હેય |
| ૫ | આશ્રવ | ૪૨ | ૦ | હેય |
| ૬ | સંવર | ૦ | ૫૭ | ઉપાદેય |
| ૭ | નિર્જરા | ૦ | ૧૨ | ઉપાદેય |
| ૮ | બંધ | ૪ | ૦ | હેય |
| ૯ | મોક્ષ | ૦ | ૯ | ઉપાદેય |

જીવની છ જાતીઓ છે.

એકવિધ—સર્વ જીવનો શ્રુતજ્ઞાનનો અનંતમો ભાગ ઉઘાડો છે તેથી સચેતન એટલે ચેતના લક્ષણુવાન છે માટે એક-વિધ જાણુવા.

દ્વિવિધ—ત્રસ અને થાવર—ત્રસ એટલે ચલન શકિતમાન હોય, તડકેથી છાયાએ આવે અને છાયાથી તડકે જાય તથા ભય દેખી ત્રાસ પામે તેને ત્રસ કહીએ, સ્થાવર એટલે સ્થીર-તાવાન જાણુવા. એમ સર્વ જીવ દ્વિવિધ જાણુવા.

ત્રિવિધ—વેદ ત્રણુ છે. સ્ત્રીવેદ, પુરૂષવેદ ને નપુસંક વેદ, એમ સર્વ જીવ ત્રિવિધ જાણુવા.

* હેય=છોડવા યોગ્ય; જ્ઞેય=જાણુવા યોગ્ય, ઉપાદેય આદરવા યોગ્ય.

ચતુર્વિધ—ગતિ ચાર છે, દેવતા, મનુષ્ય, નારકી, ને તિર્યંચ. એમ સર્વ જીવ ચતુર્વિધ.

પંચવિધ—ઇંદ્રિય પાંચ છે. એકેંદ્રિય, બેરેંદ્રિય, તેરેંદ્રિય ચૌરેંદ્રિય, પંચેંદ્રિય, એમ સર્વ જીવ પંચવિધ જાણવા.

ષડવિધ—કાય છ છે; પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય વનસ્પતિકાય, ત્રસકાય, એમ સર્વ જીવ ષડવિધ જાણવા. એકેંદ્રિયના બે ભેદ. સૂક્ષ્મ અને બાદર, પાંચ સ્થાવર એકેંદ્રિયછે.

સૂક્ષ્મ—એટલે ચૌદ રાજલોકમાં જે વ્યાપી રહ્યા છે, જે પર્વત પ્રમુખને ભેદીને જાય આવે, કોઇ વસ્તુથી છેદાય ભેદાય નહીં, અગ્નિથી બળે નહીં એવા, ચર્મ દૃષ્ટિએ અદ્રશ્ય, મનુષ્યના ઉપયોગમાં ન આવે એવા, નિરતિશયી, સૂક્ષ્મનામ કર્મોદયવંતને સૂક્ષ્મ કહે છે.

બાદર—જે નિયત સ્થાન વર્તી છે પરંતુ કોઇ વસ્તુને છેદી ભેદી શકે નહીં, જે બીજી વસ્તુથી છેદાય ભેદાય, જેને અગ્નિ બાળી શકે, ચર્મ દૃષ્ટિથી જોઈ શકાય, મનુષ્યાદિક સર્વ પ્રાણીના ઉપયોગમાં આવી શકે, એવા દશ્ય, સાતિશયી બાદરનામ કર્મોદય વંતને बादर કહે છે.

હવે પંચેંદ્રિય (ત્વચા, જીભ, નાક, ચક્ષુ ને કાનવાળા) ના બે ભેદ છે;–૧ સંજ્ઞિ ૨ અસંજ્ઞિ.

સન્નિ તે મન સંજ્ઞા સહિત: અસન્નિ તે મન સંજ્ઞા રહિત. બેરેંદ્રિયનો એક, તેરેંદ્રિયનો એક, ચૌરેંદ્રિયનો એક એ પ્રમાણે બધા મળી સાત ભેદ નીચે પ્રમાણે થયા.

૧ સુક્ષ્મ એકેંદ્રિય ૨ બાદર એકેંદ્રિય. ૩ બેરેંદ્રિય ૪ તેરંદ્રિય. ૫ ચૌરેંદ્રિય. ૬ સન્નિ પંચેંદ્રિય. ૭ અસન્નિ પંચેંદ્રિય.

ઉપલા સાતે ભેદના જીવો બે પ્રકારે—

૭ પર્યાપ્તા, ૭ અપર્યાપ્તા મળો જીવના ૧૪ ભેદ,

૧ પર્યાપ્તા—જેને જેટલી પર્યાપ્તિ કહી છે તેટલી પુરી કીધા પછી મરણ પામે તે.

(પર્યાપ્તિ–આહારાદિક પુદ્ગલનો મેળાપ.)

૨ અપર્યાપ્તા–જેને જેટલી પર્યાપ્તિ કહી છે તેટલી પુરી કીધાવિના મરણ પામે તે.

આ ચૌદ ભેદ જીવતત્વના જાણવા.

હવે જીવનું લક્ષણ કહે છે.

જ્ઞાન–મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવ જ્ઞાન, કેવળ જ્ઞાન, એ પાંચ જ્ઞાન સમ્યકત્વ આશ્રયીને કહ્યાં છે. એની સાથે મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન, તે ત્રણ અજ્ઞાન મિથ્યાત્વ આશ્રયી છે. એ બધાં મળી આઠમાંનું ગમે તે એક અથવા અધિક જ્ઞાન જેને હોય.

દર્શન–ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળ–એ ચાર દર્શનમાંનું એક અથવા અધિક જેને હોય.

ચારિત્ર–સામાયિક, છેદોપસ્થાપનીય; પરિહાર વિશુદ્ધિ સૂક્ષ્મ સંપરાય, યથાખ્યાત, દેશવિરતિ અને અવિરતિ એ સાત પ્રકારના ચારિત્રમાંનું કોઇ હોય.

તપ–બે પ્રકારે, દ્રવ્ય અને ભાવ–તેમાંથી એક અથવા અધિક હોય.

**વીર્ય**–કરણ તથા બળ પરાક્રમરૂપ. એ બેમાંનું એક કે અધિક જેમાં હોય.

ઉપયોગ–પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન ને ચાર દર્શન; એ બાર પ્રકારના સાકાર નિરાકારરૂપ ઉપયોગમાંનો કોઈ પણ એક કે વધારે જેને હોય તેને જીવ કહીયે.

એ ગુણ જીવ વિના બીજામાં હોય નહીં એ પ્રમાણે જીવનું લક્ષણ જાણવું.

પર્યાપ્તા જીવોનું વર્ણન કરતાં છ પર્યાપ્તિનું સ્વરૂપ બતાવે છે.

**પર્યાપ્તિ**–પુદ્ગલના ઉપચયથી થયો જે પુદ્ગલ પરિણમન હેતુ શક્તિ વિશેષ તેને પર્યાપ્તિ કહેછે, પર્યાપ્તિના છ ભેદઃ–

૧ આહાર પર્યાપ્તિ–હરેક જીવને ભવાંતરની ઉત્પત્તિ સમયે આહાર લેઈને તેને રસપણે પરિણમાવવાની જે શક્તિ વિશેષ તે.

૨ શરીર પર્યાપ્તિ–પછી રસરૂપ પરિણામને રસ, રૂધિર. માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા વીર્ય એ સાત ધાતુપણે પરિણમાવીને શરીર બાંધવાની જે શક્તિ વિશેષ તે.

૩ ઇંદ્રિય પર્યાપ્તિ—સાત ધાતુપણે પરિણમાવ્યો જેરસ, તે જેને જેટલાં દ્રવ્ય ઇંદ્રિય જોઇયે, તેને તેટલા ઇંદ્રિય પણે પરિણમાવવાની જે શક્તિ વિશેષ તે.

ઉપરની ત્રણ પર્યાપ્તિ પુરી કર્યા વિના કોઇ જીવ મરે નહી.

૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ—ઉપરની ત્રણ પર્યાપ્તિ બાંધીને પછી શ્વાસોશ્વાસ યોગ્ય વર્ગણાનાં દલિક દલિક લઇ શ્વાસોશ્વાસ પણે પરિણમાવીને અવલંબી મુકવાની જે શક્તિ વિશેષ તે.

૫ ભાષા પર્યાપ્તિ–ભાષા યોગ્ય પુદ્ગલ લઇ, ભાષાપણે પરિણ-માવીને અવલંબી મુકવાની જે શક્તિ વિશેષ તે.

૬ મનઃપર્યાપ્તિ–મનોવર્ગણા યોગ્ય પુદ્ગલ લઇ મન પણે પરિણમાવીને અવલંબી મુકવાની જે શક્તિ વિશેષ તે.

———:૦:———

## (૨) અથ અજીવતત્ત્વ.

અરૂપી અજીવના ૧૦ ભેદ ને રૂપી અજીવના ૪ ભેદ. તેમાં અરૂપી અજીવના ૧૦ ભેદની વીગત–

ધર્માસ્તિકાય ( ચલન સ્વભાવ ગુણવાળો. અસ્તિકાય=પ્રદેશનો સમુહ ) ના ત્રણ ભેદ.

૧ ખંધ ( આખો પદાર્થ )

૨ દેશ ( ખંધની સાથે સંબંધવાળો તેનો કેટલોક ભાગ. )

૩ પ્રદેશ ( ભાગવાથી બીજો ભાગ થઈ શકે નહીં તે. )

અધર્માસ્તિકાય (સ્થિર રાખવાના સહજ ગુણવાળા) ના ત્રણ ભેદઃ–

૧ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ.

આકાશાસ્તિકાય–એક જગ્યાથી બીજી જગ્યામાં જતાં જે અવકાશ આપે તે–તેના ત્રણ ભેદ. ૧ ખંધ, ૨ દેશ, ૩ પ્રદેશ. કાળનો–એક ભેદકાળ અથવા અદ્ધા એટલે કાળ કહીએ. એ દશ અરૂપી ભેદ.

રૂપિ અજીવના ચાર ભેદ–પુદ્ગલ ખંધ, દેશ, પ્રદેશ, પરમાણુ ( ખંધથી ભિન્ન થએલો નિર્વિભાજ્ય ભાગ ).

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય બંને વર્ણ, ગંધ રસ, સ્પર્શ, શબ્દ ને રૂપ રહિત અસંખ્યાત પ્રદેશી ચઉદ રાજ લોક વ્યાપી છે ને આકાશાસ્તિકાય લોકાલોક વ્યાપી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દને રૂપ રહિત અનંત પ્રદેશી છે, પણ પુદ્ગલાસ્તિકાય, વર્ણ–ગંધ, રસ, સ્પર્શ, શબ્દ ને રૂપ સહીત, સચિત, અચિત, મિશ્ર ગમે તેવો શબ્દ, અંધકાર પ્રકાશ, ચંદ્રમાની જ્યોતિ છાયા, સૂર્યનો આતાપ ઈત્યાદિ ચઉદ રાજ્યલોક વ્યાપક, સંખ્યાત, અસંખ્યાત ને અનંત પ્રદેશી પૂરણ ગલન સ્વભાવવાળો છે.

---

## (૩) અથ પુણ્ય તત્વ.

પુણ્ય નવ પ્રકારે બંધાય છે ને બેંતાળીશ પ્રકારે ભોગવાય છે. તે કહે છેઃ–

૧ સાધુ પ્રમુખને અન્ન દીધાથી, ૨ પાણી દીધાથી, ૩ રહેવાને સ્થાનક દેવાથી, ૪ સુવાને પાટ પ્રમુખ દેવાથી, ૫ પહેરવા

અથવા ઓઢવાને વસ્ત્ર દીધાથી, ૬ તે વિષે મને કરી શુભ સંકલ્પ કર્યાથી, ૭ વચને કરી સ્તુત્યાદિક કર્યાથી, ૮ કાયાએ કરી સેવા કર્યાથી, ૯ હાથે કરી નમસ્કાર કર્યાથી. એ નવ પ્રકારે પુણ્ય બંધાય.

હવે બેતાળીશ પ્રકારે જીવ પુણ્ય ભોગવે તે કહે છે.

૧ શાતાવેદનીય (જેના ઉદયે જીવ સુખ અનુભવે અથવા શાતા પામે તે)

૨ ઉંચ્ચગોત્ર (ઉચ્ચ કુળમાં જન્મ ધારણ કરી લોકમાં પૂજા પ્રતિષ્ઠાદિક પામે તે)

૩ મનુષ્યની ગતિ (જેના ઉદયે મનુષ્યની ગતિ પામે તે)

૪ મનુષ્યની અનુપૂર્વી (જેના ઉદયે મનુષ્યની અનુપૂર્વી પામે તે. ત્રીજો ને ચોથો એ મનુષ્યદ્વિક કહીએ) અનુપુર્વી એટલે ગત્યાંતરમાં વાંકા ન જતાં બળદના નાથની પેરે સીધો લેઇ જનાર.

૫ દેવગતિ
૬ દેવની અનુપુર્વી } આ બે જેના ઉદયે પામે તેને સુરદ્વિક કહીએ.

૭ પંચેંદ્રિ જાતિ (જેના ઉદયે પંચેંદ્રિયપણું પામીએ તે)

૮ ઔદારિક નામકર્મ જેથી ઔદારિક શરીર ચોગ્ય પુદ્ગલ ગ્રહણ કરીને તથા તેને શરીરપણે પરિણમાવીને જીવ પોતાના પ્રદેશની સાથે મેળવે તે. તે પ્રમાણે સર્વ શરીરને સમજવું.

૯ વૈક્રિય શરીર–જેથી વૈક્રિય શરીર યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી તથા તેને શરીરપણે પરિણમાવીને જીવ પોતાના પ્રદેશની સાથે મેળવે તે.

વૈક્રિય શરીરના બે ભેદ છે.

૧ ઔપપાતિક ( દેવતાને તથા નારકીને હોય છે. )

૨ લબ્ધિ પ્રત્યયી (તિર્યંચ તથા મનુષ્ય લબ્ધિવંતને હોય છે તે)

૧૦ આહારક શરીર ( ચૌદ પૂર્વધર મુનિરાજ તીર્થંકરની ઋદ્ધિ પ્રમુખ જોવાને અર્થે એક હાથ પ્રમાણ દેહ ધારણ કરે તે )

૧૧ તૈજસ શરીર (આહારને પચાવનાર, તેજો લેશ્યાનો હેતુ)

૧૨ કાર્મણ શરીર ( કર્મના પરમાણુ આત્મપ્રદેશની સાથે મળ્યા છે તે )

૧૩ ઔદારિક અંગોપાંગ, શરીરના બે હાથ, બે ખભા, એક પીઠ, એક માથું, એક ઉદર, એક હૃદય–એ આઠ અંગ, અને આંગળાં પ્રમુખ ઉપાંગ.

૧૪ વૈક્રિય અંગોપાંગ.

૧૫ આહારક અંગોપાંગ, તૈજસ અને કાર્મણ શરીરને અંગોપાંગ નથી.

૧૬ વજ્રઋષભ નારાચ સંઘયણ–તે (વજ્ર=ખીલી, ઋષભ= પાટો. નારાચ=બે પાસા મર્કટ બંધ, તેના પર પાટો ને તે ઉપર ખીલી.)

૧૭ સમચતુરસ્ર સંસ્થાન

જેના ઉદયથી પર્યંકાસન કરી બેઠાં છતાં ચારે બાજુ સરખી આકૃતિ થાય અને પોતાનાં એકસો આઠ અંગુલ પ્રમાણ દેહ ભરાય તેની પ્રાપ્તિ તે સમચતુરસ્ર સંસ્થાન કહીએ.

૧૮ શુભ વર્ણ (શ્વેત, રકત, પીત રૂપ.)

૧૯ શુભ ગંધ(સારી ગંધ રૂપ.)

૨૦ શુભ રસ (મીઠા કષાએલા રૂપ)

૨૧ શુભ સ્પર્શ (હળવો, સુંવાળો, ઉનો, ચોપડયો)

૨૨ અગુરૂલઘુ નામકર્મ (જેના ઉદયથી મધ્યસ્થ વજનદાર શરીરની પ્રાપ્તિ થાય તે.)

૨૩ પરાઘાત નામકર્મ—જેનાઉદયથી ગમે તેવા બળવાનને જીતવા સમર્થ થાય તે.

૨૪ શ્વાસોશ્વાસ નામકર્મ (જેના ઉદયથી સુખ પૂર્વક શ્વાસો-શ્વાસ લેઈ શકાય.)

૨૫ આતપ નામકર્મ (જેના ઉદયથી સૂર્યના બિંબની પેઠે પરને તાપ ઉત્પન્ન કરવાના હેતુ રૂપ તેજોયુક્ત શરીરની પ્રાપ્તિ થાય તે.)

૨૬ ઉદ્યોત નામકર્મ (જેના ઉદયથી ચંદ્ર બિંબની પેઠે શીતળતાને ઉપન્ન કરવાના હેતુ રૂપ તેજોયુકત શરીરની પ્રાપ્તિ થાય તે.

૨૭ શુભ ખગતિ (જેના ઉદયથી વૃષભ તથા હંસની પેઠે સારી ચલન શકિતની પ્રાપ્તિ થાય તે.)

૨૮ નિર્માણુ નામકર્મ ( જેના ઉદયથી સુથારની પેઠે પોતાના અંગના સર્વ અવયવ યોગ્ય સ્થળે ગોઠવવાની શક્તિ હોય તે.

૨૯ ૩૮ ત્રસદશક નામકર્મ ( જેના ઉદયથી ત્રસાદિ દશ પ્રકૃતિની પ્રાપ્તિ થાય તે,) તે ત્રસાદિ દશ નીચે પ્રમાણે—

૧ ત્રસ નામ કર્મ;–જેના ઉદયથી જીવને બેઇંદ્રિયાદિ શરીર ની પ્રાપ્તિ થાય તે.

૨ બાદર નામ કર્મ;–જેના ઉદયથી બાદર ( દેખાય તેવા ) શરીરની પ્રાપ્તિ થાય તે.

૩ પર્યાપ્તિ નામકર્મ–જેના ઉદયથી આપઆપણી પર્યાપ્તિ પૂરી કરે તે.

૪ પ્રત્યેક નામ કર્મ–જેના ઉદયથી ઔદારીક વૈક્રિય પ્રમુખ ભિન્ન ભિન્ન શરીરની પ્રાપ્તિ થાય પણ અનંતા જીવ વચ્ચે એક શરીર ન પામે.

૫ સ્થિર નામકર્મ જેના ઉદયથી શરીરના દંતાદિક અવયવોને સ્થિરતાની પ્રાપ્તિ થાય તે.

૬ શુભ નામકર્મ;–( જેના ઉદયથી શરીરના સર્વ અવયવ સારા હોય અથવા નાભિના ઉપરનું શરીર સારૂં હોયતે.

૭ સૌભાગ્ય નામકર્મ;–જેના ઉદયથી સર્વ લોકોને પ્રીય થાય તે.

૮ સુસ્વર નામકર્મ–જેના ઉદયથી વાણીમાં કોયલના જેવી મધુરતા આવે તે.

૯ આદેય નામકર્મ:—જેના ઉદયથી લોકને વિષે માનનીય વચન થાય તે.

૧૦ યશો નામકર્મ;-જેના ઉદયથી લોકને વિષે જશ કીર્ત્તિ થાય તે.

૩૯ સુરાયુષ્યરૂપ—જેના ઉદયથી દેવતાના આયુષ્યની પ્રાપ્તિ થાય તે.

૪૦ નરાયુષ્ય રૂપ-જેના ઉદયથી મનુષ્યના આયુષ્યની પ્રાપ્તિ થાય તે.

૪૧ તિર્યંચાયુષ્યરૂપ-જેના ઉદયથી તિર્યંચના આયુષ્યની પ્રાપ્તિ થાય તે.

૪૨ તીર્થંકર નામ કર્મ-જેના ઉદયથી ત્રિભુવનને પૂજ્ય પણું પ્રાપ્ત થાય તે.

---

## અથ પાપ તત્વ.

પાપ તત્વનું વર્ણન કરતાં અઢાર પ્રકારે પાપ બંધાય છે તથા બ્યાસી પ્રકારે ભોગવાય છે તે કહે છે.

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ માન, માયા, લોભ, રાગ, દ્વેષ કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ-અરતિ. પરપરિવાદ, માયામૃષાવાદ, મિથ્યાત્વશલ્ય. એ અઢાર પ્રકારે પાપ બંધાય.

હવે ખ્યાશી પ્રકારે પાપ કર્મ ભોગવાય તે કહે છે;–

૧ મતિ જ્ઞાનાવરણીય–જેના ઉદયથી પાંચ ઇંદ્રિય તથા મનો દ્વારાએ નિયત વસ્તુનું જ્ઞાન થાય એવા મતિજ્ઞાનનું જે આચ્છાદાન થાય તે.

૨ શ્રુતજ્ઞાનાવરણીય–જેના ઉદયથી શાસ્ત્રાનુસારે જે જ્ઞાન થાય એવા શ્રુતજ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૩ અવધિજ્ઞાનાવરણીય–ઇંદ્રિયાદિની અપેક્ષા વિના આત્મા દ્રવ્યને જે સાક્ષાત્ રૂપી દ્રવ્યને જાણવાનું જે જ્ઞાન તેવા અવધિજ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૪ મનઃપર્યવ જ્ઞાનાવરણીય–જેના ઉદયથી સંજ્ઞિપંચેંદ્રિય ના મનોગત ભાવ જાણવાનું જે જ્ઞાન થાય એવા મનઃ પર્યવ જ્ઞાનનું જે આચ્છાદન થાય તે.

૫ કેવળજ્ઞાનાવરણીય–જેના ઉદયથી પૂર્વોક્ત ચાર જ્ઞાન રહિત જે એકલું નિવારણ જ્ઞાન હોય એવા કેવળજ્ઞાનનું જે આચ્છાદાન થાય તે.

એ રીતે પાંચ પ્રકારના જ્ઞાનને જે આચ્છાદન કરે તે જ્ઞાનાવરણીય પાપ કર્મ કહીએ.

૬ દાનાંતરાય–જેના ઉદયથી પોતાના ઘરમાં દેવા યોગ્ય વસ્તુ છતાં તથા દાનનું ફળ જાણતાં છતાં પણ આપી શકાય નહીં તે.

૭ લાભાંતરાય–જેના ઉદયથી દાતાર છતાં દાતારના ઘરમાં વસ્તુ છતાં માગનાર ડાહ્યો છતાં પણ જે માગેલી વસ્તુ ન મળે તે.

૮-૯ ભોગોપભોગાંતરાય—જેના ઉદયથી પોતે જુવાન છતાં સુરૂપ છતાં તથા ભોગોપભોગ વસ્તુની પ્રાપ્તિ થયા છતાં પણ તે ભોગવાઇ ન શકાય તે.

૧૦ વીર્યાંતરાય—જેના ઉદયથી પોતે જુવાન, રોગ રહિત તથા બળવાન છતાં પણ જેથી પોતાની શકિત ફોરવાઇ શકાય નહી તે. એવી રીતે પાંચ પ્રકારે જે આડું આવે તેને અંતરાયકર્મ કહીએ. હવે દર્શનાવરણીય કર્મના નવ ભેદ છે. તેમાં ચાર ભેદ દર્શનના (સામાન્ય ઉપયોગના) છે ને પાંચ નિદ્રાના છે તે કહે છે.

૧૧ ચક્ષુ દર્શનાવરણીય—જેના ઉદયથી આંખે કરી જે રૂપનું સામાન્યપણે ગ્રહણ થાય એવા ચક્ષુદર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૨ અચક્ષુ દર્શનાવરણીય—જેના ઉદયથી ચક્ષુ વિના ચાર ઇંદ્રિય તથા મને કરી પોતપોતાના વિષયનું જે સામાન્ય-પણે ગ્રહણ થાય એવા અચક્ષુ દર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૩ અવધિદર્શનાવરણીય—જેના ઉદયથી સામાન્યપણે જે રૂપી દ્રવ્યનું મર્યાદાપણે ગ્રહણ થાય એવા અવધિ દર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૪ કેવળ દર્શનાવરણીય—જેના ઉદયથી સમસ્ત વસ્તુનું જે સામાન્યપણે દેખવું થાય એવા કેવળદર્શનનું જે આચ્છાદન થાય તે.

૧૫ નિદ્રા રૂપ જેના ઉદયથી નિદ્રાવસ્થા થઇ ગયા પછી સુખ-પૂર્વક જાગૃત અવસ્થાની પ્રાપ્તિ થાય તે.

૧૬ નિદ્રા નિદ્રા રૂપ–જેના ઉદયથી નિદ્રાવસ્થા થઇ ગયા પછી દુઃખરૂપ જાગૃત અવસ્થાની પ્રાપ્તિ થાય તે.

૧૭ પ્રચલા રૂપ=જેના ઉદયથી બેસતાં તથા ઉઠતાં નિદ્રા આવ્યા કરે તે.

૧૮ પ્રચલા પ્રચલા રૂપ=જેના ઉદયથી હરતાં ફરતાં પણ નિદ્રા આવે તે.

૧૯ થીણદ્ધીરૂપ-જેના ઉદયથી દિવસનું ચિંતવેલું કામ રાત્રિને વીષે નિદ્રા સમયે જાગૃતની પેઠે થાય. તે નિદ્રા સમયે પ્રાણી વાસુદેવના અર્ધબળ યુક્ત હોય છે તે જીવ નરકગામી જાણવો.

૨૦ નીચગોત્રરૂપ–જેના ઉદયથી પોતે રૂપવાન તથા ધનવાન છતાં નીચ કુળને વિષે ઉત્પન્ન થાય છે.

૨૧ અશાતાવેદની–જેના ઉદયથી દુઃખનો અનુભવ થાય તે.

૨૨ મિથ્યાત્વમોહનીય–જેના ઉદયથી વીતરાગના વચનની વિપરીત સદહણા થાય તે.

---

## સ્થાવરદશકની વિગત

૨૩ સ્થાવર નામ–જેના ઉદયથી સ્થાવરપણું પ્રાપ્ત થાય, તેથી જો તાપાદિકે પીડાય તો પણ ત્યાંથી ખસી શકાય નહીં તે.

૨૪ સૂક્ષ્મનામ–જેના ઉદયે અદૃશ્ય એવા સર્વ ચૌદરાજ લોકમાં વ્યાપી રહેલા સૂક્ષ્મપણાની પ્રાપ્તિ થાય તે, પૃથિવ્યાદિક પાંચજ જાણવા.

૨૫ અપર્યાપ્તિનામ–જેના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી કર્યા વિના જે મરણ પામે તે.

૨૬ સાધારણનામ–જેના ઉદયથી અનંતજીવ વચ્ચે એક ઔદારિક શરીરની પ્રાપ્તિ થાય એવી નિગોદ અવસ્થા.

૨૭ અસ્થિરનામ–જેના ઉદયથી શરીરમાં દંતાદિક અવયવ અસ્થિર હોય તે.

૨૮ અશુભનામ–જેના ઉદયથી નાભિની નીચેના અંગનો ભાગ સારો ન હોય, પાદાદિકના સ્પર્શે આગલો રોષ કરે તે.

૨૯ દુર્ભાગ્યનામ–જેના ઉદયથી સર્વ લોકને અળખામણો લાગે તે.

૩૦ દુઃસ્વરનામ–જેના ઉદયથી કાનને અપ્રિય લાગે એવો કાગડાના સ્વર જેવો સ્વર આવે તે,

૩૧ અનાદેય નામ–જેના ઉદયથી લોકને વિષે તેનું બોલવું કોઇ માન્ય કરે નહીં તે.

૩૨ અયશનામ–જેના ઉદયથી લોકમાં અપકીર્તિ થાય પણ કોઇ યશ બોલે નહિ તે. એ સ્થાવરદશક થયું તે પુણ્ય તત્ત્વના ત્રશ દશકથી વિપરીતાર્થ જાણી લેવું.

૩૩ થી ૩૫. નરકત્રિક-જેના ઉદયથી નરકનું આઉખું, નરકની ગતિ અને નરકની આનુપૂર્વી પામીએ તેઃ-સામાન્યથી ૧૬ કષાય, નવ નોકષાય એમ પચ્ચીસ કષાય છે તે નીચે પ્રમાણે

અનંતાનુબંધીના ચાર ભેદઃ-

૩૬ થી ૩૯. જેના ઉદયથી અનંતો સંસાર બંધાય તેવા ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર યાવજ્જીવલગી કાયમ રહે. સમ્યક્ત્વ આવવા ન દે ને છેવટે નરકમાં પહોંચાડે. ક્રોધ પર્વતની લીટી જેવો છે, માન પાષાણના થાંભલા જેવો છે, માયા વંશના મૂળ જેવી છે, લોભ કરમંજના રંગ જેવો છે.

અપ્રત્યાખ્યાનીયના ચાર ભેદ.

૪૦ થી ૪૩. જેના ઉદયથી થોડું પ્રત્યાખ્યાન પણ ન પામે તેવા ક્રોધ, માન માયા, લોભ, એક વર્ષ સુધી કાયમ રહે. દેશ-વિરતિપણું આવવા નદે, અંતે તિર્યંચની ગતિ આપે. તે ક્રોધ સુકાએલા તળાવની રેખા જેવો છે; માન હાડકાના થાંભલા જેવું છે. માયા મેંઢાના શિંગડા જેવી છે, લોભ નગરના ખાળના કાદવના રંગ જેવો છે.

૪૪-૪૭. પ્રત્યાખ્યાનીય-જેના ઉદયથી સર્વ વિરતિરૂપ પ્રત્યા-ખ્યાન આચ્છાદન થાય તેના ચાર ભેદઃ-ક્રોધ, માન, માયા, લોભ એ ચાર માસ ટકે; સર્વ વિરતિરૂપ ચારિત્રનો ઘાત કરે; અંતે મનુષ્યની ગતિ અપાવે, એ ક્રોધ રેતીની લીટી જેવો છે; માન કાષ્ઠના થાંભલા જેવું છે, માયા બળદના મૂત્રની રેખા જેવી, ને લોભ ગાડાની મળીના રંગ જેવો છે.

૪૮ થી ૫૧. સંજ્વલન—જેના ઉદયથી ચારિત્ર ધારણ કરનાર થોડુંક દીપે; એના ક્રોધ, માન, માયા ને લોભ એ ચાર ભેદ છે. એ પંદર દિવસ રહે. યથાખ્યાતચારિત્રને આવરણ કરે ને દેવગતિ આપે છે. એ ક્રોધ પાણીની રેખા જેવો છે; માન નેતરના થાંભલા જેવું છે. માયા વાંસની છોલ જેવી છે, ને લોભ હળદરના રંગ જેવો છે. એવી રીતે ચાર ચાર ભેદે ૧૬ કષાયનું વર્ણન કર્યું. હવે નવ નોકષાયનું વર્ણન કરે છે. નોકષાય—જે કષાયને સહચારી હોય તે.

૫૨ થી ૫૭. હાસ્યાષ્ટક—જેના ઉદયથી એક, વસ્તુ નિમિત્તે અને બીજું નિમિત વિના એમ બે પ્રકારે હાસ્ય રતિ, અરતિ, શોક, ભય તથા દુગંછાની ઉત્પત્તિ થાય તે.

૫૮ પુરૂષવેદ—જેથી સ્ત્રી ભોગવવાની ઇચ્છા થાય તે તૃણની અગ્નિ જેવો.

૫૯ સ્ત્રી વેદ—જેના ઉદયથી પુરૂષ ભોગવવાની ઇચ્છા થાય, તે બકરીની લીંડીઓના અગ્નિ જેવો.

૬૦ નપુંષક વેદ—જેના ઉદયથી સ્ત્રી પુરૂષ બંને ભોગવવાની ઇચ્છા થાય તે નગરદાહ જેવો.

૬૧ થી ૬૨. તિર્યંચની ગતિ અને તિર્યંચની આનુપૂર્વી જેના ઉદયથી મળે તે.

૬૩ એકેંદ્રિય જાતિ—જેના ઉદયથી એકેંદ્રિય શરીરની પ્રાપ્તિ થાય તે.

૬૪ બેઇંદ્રિય જાતિ—જેના ઉદયથી બે ઇંદ્રિનું શરીર મળે તે.

૬૫ તેઇંદ્રિય જાતિ—જેના ઉદયથી જુ, માકણુ આદિક જાતિનું શરીર મળે તે.

૬૬ ચઉરેંદ્રિય જાતિ—જેના ઉદયે ચોરેંદ્રિય જાતિનું શરીર મળે તે.

૬૭ અશુભ વિહાયોગતિ—જેના ઉદયથી ઉંટ અથવા ગધેડાની પેઠે નરસી ગતિ મળે તે.

૬૮ ઉપઘાત નામ—જેના ઉદયથી પોતાના જીભ, દાંત, હરસ, રસોળી પ્રમુખ અવયવે કરી પોતેજ હણાય તે.

૬૯ થી ૭૨. અપ્રશસ્તવર્ણચતુષ્ક—અશુભવર્ણ—કાળો રંગ, નીલો રંગ; અશુભ ગંધ—ખરાબ ગંધ. અશુભરસ—તીખો કડવો; અશુભસ્પર્શ—ભારે, ખરસટ, શીત લુખે જેવડે મળે તે.

૭૩ થી ૭૭. અપ્રથમસંઘયણ—પહેલા વિના પાંચ સંઘયણની પ્રાપ્તિ હોય તે.

૭૩ ઋષભ નારાચ સંઘયણ—જેના બે પાસે મર્કટ બંધ ઉપર પાટો હોય તે.

૭૪ નારાચ સંઘયણ—જેને બે પાસે કેવલ મર્કટ બંધ હોય તે.

૭૫ અર્ધ નારાચ સંઘયણ—જેને એક પાસે કેવલ મર્કટ બંધ હોય તે.

૭૬ કીલીકા સંઘયણ—જ્યાં માંહેમાંહે હાડકાંને એક ખીલીનો બંધ હોય તે.

૭૭ છેવઠું સંઘયણ–ખીલી વિના માંહે માંહે અમસ્તાં અડકી રહ્યાં હોય તે.

૭૮ થી ૮૨. અપ્રથમસંસ્થાન–જેના ઉદયથી પેહેલા વિના નીચેનાં પાંચ સંસ્થાનની પ્રાપ્તિ થાય તે.

૭૮ ન્યગ્રોધપરિમંડળસંસ્થાન—વડની માફક નાભિ ઉપરનું અંગ સુલક્ષણ યુક્ત ને નાભિ નીચે નિર્લક્ષણ વંત હોય તે.

૭૯ સાદિસંસ્થાન–નાભિ નીચેનું અંગ સારૂં પણ નાભિ ઉપરનું નરસું તે.

૮૦ વામનસંસ્થાન—ઉદર પ્રમુખ લક્ષણોપેત; ને હાથ, પગ માથું કટી પ્રમુખ પ્રમાણ રહિત હોય તે.

૮૧ કુબ્જસંસ્થાન–હાથ, પગ, માથું, કટી પ્રમુખ પ્રમાણો–પેત અને ઉદર પ્રમુખ હીન હોય તે.

૮૨ હુંડક સંસ્થાન–સર્વ–અવયવ અશુભ હોય તે.

આ પ્રમાણે સર્વ મળી પાપ તત્ત્વના બ્યાસી ભેદ થયા.

---

## (૫) અથ આશ્રવતત્ત્વ.

આશ્રવ તત્ત્વના ૪૨ ભેદ છે તે કહે છે. જેણે કરીને આત્માને વિષે કર્મોનું આવવું થાય તેને આશ્રવ કહીએ.

૧ થી ૫. ઈંદ્રિ–૧. ફરસ ઇંદ્રિ. ૨. રસ ઈંદ્રિ, ૩. ઘ્રાણ ઈંદ્ર ૪. ચક્ષુ ઇંદ્રિ. ૫. શ્રોત ઇંદ્રિ.

૬ થી૯. ચાર કષાયઃ-ક્રોધ, માન, માયા, લોભ.

૧૦ થી ૧૪. પાંચ અવ્રત.

૧૦ પ્રાણાતિપાત પ્રાણનો નાશ—

૧૧ મૃષાવાદ (જુઠું) ૧૨ અદત્તાદાન (ચોરી)

૧૩ મૈથુન (સ્ત્રી સેવન) ૧૪ પરિગ્રહ (વસ્તુનો સંગ્રહ)

૧૫. થી ૧૭ ત્રણ યોગ.

૧૫ મનયોગ—શુભ અશુભની અંદર મનને જોડવું તે.

૧૬ વચનયોગ (શુભ અશુભની અંદર વચનને જોડવું તે.)

૧૭ કાયાયોગ (શુભ અશુભની અંદર કાયાને જોડવી તે.)

૧૮ થી ૪૨ પચીસ ક્રિયા.

૧૮ કાયિકિ ક્રિયા-કાયાને અજયણાએ પ્રવર્તાવતાં લાગે તે.

૧૯ અધિકરણિકી ક્રિયા-ઘરના ઉપગરણાદિ અધિકરણે કરી જીવોનું હનન કરવું.

૨૦ પ્રાદ્વેષિકી ક્રિયા-જીવ અજીવ ઉપર દ્વેષનો વિચાર કરવો તે.

૨૧ પારિતાપનિકી ક્રિયા-પોતાને તથા પરને જે પરિતાપ ઉપજાવવો તે.

૨૨ પ્રાણાતિનોતિકી ક્રિયા—એકેંદ્રિઆદિ જીવને હણવો હણાવવો તે.

૨૩ આરંભિકી ક્રિયા—ખેતી પ્રમુખની જે ઉત્પત્તિ કરવી કરાવવી તે.

૨૪ પરિગ્રહિકી ક્રિયા—ધનધાન્યાદિક નવ વિધ પરિગ્રહ મેળ-વતાં તથા તેની ઉપર મોહ કરતાં જે ક્રિયા લાગે તે.

૨૫ માયા પ્રત્યયિકી ક્રિયા—માયાએ કરી બીજાને ઠગવું તે.

૨૬ મિથ્યાદર્શનપ્રત્યયિકી ક્રિયા—જીન વચન અણુસદ્દહતો થકો જે વિપરીત પ્રરૂપણા કરતાં લાગે તે.

૨૭ અપ્રત્યાખ્યાનિકી ક્રિયા—અવિરતિયે કરી પચ્ચખાણ કીધા વિના જે સર્વ વસ્તુની ક્રિયા લાગે તે.

૨૮ દૃષ્ટિકી ક્રિયા—કૌતુકે કરી અશ્વ પ્રમુખને જોવું તે.

૨૯ સ્પૃષ્ટિ અથવા પૃચ્છિની ક્રિયા—રાગને વશે કરીને પુરૂષ, સ્ત્રી, ગાય, બળદ, વસ્ત્ર પ્રમુખ સુકુમાર વસ્તુને સ્પર્શ કરવું તેથી જે ક્રિયા લાગે તે.

૩૦ પ્રાતિત્યકી ક્રિયા—બીજાને ઘેર હસ્તી, ઘોડા, વસ્ત્ર, ભૂષણ પ્રમુખ દેખી દ્વેષ કરે જે એ વસ્તુ એની પાસે કેમ, એવું ચિંતવી કર્મ બંધ કરે તે.

૩૧ સામંતો પનિપાતિકી ક્રિયા—પોતાના ઘોડા પ્રમુખને જેવા આવેલા લોકોને પ્રશંસા કરતા જોઈને જે હર્ષ આણવો તે, અથવા દુધ દહીં થી તેલના વાસણ ઉઘાડાં મુકયા થકા તેમાં જે ત્રસ જીવ આવી પડે તેથી જે લાગે તે.

૩૨ નૈસૃષ્ટિકી ક્રિયા—જે પરોપદેશિત પાપમાં ઘણો કાળ પ્રવર્તે તે પાપના ભાવથી અનુમોદના કરે તે.

૩૩ સ્વહસ્તિકી ક્રિયા—પોતાના હાથથી જે કરે તે.

३४ आज्ञापनिकी क्रिया—श्रीअरिहंत भगवाननी आज्ञा उल्लंघन करी पोतानी बुद्धिथी जीवाजीवादिपदार्थनी प्ररूपणा द्वाराए जे क्रिया लागे ते.

३५ वैदारणिकी क्रिया—बीजानां अछतां माठां आचरणने प्रकाश करी, तेनी पूजानो नाश करवो, तेथी उत्पन्न थयेली क्रिया ते.) कांई सचित वा अचित फलादिक विदारवाथी लागे ते.

३६ अनाभोगिकी क्रिया (आभोग एटले उपयोग तेथी जे वीपरित ते अनाभोग कहीए, तेणे करीने उपलक्षित जे क्रिया ते.

३७ अनवकांक्षाप्रत्ययिकी क्रीया—पोतानी तथा परनी जे अपेक्षा करवी तेनुं नाम अवकांक्षा, तेथी जे वीपरीत ते अनवकांक्षा; तेज छे प्रत्यय कहेता कारण जेनुं; एटले परमेश्वरे कहेली जे करवा योग्य विधियो तेमांनी कोई पोताने तथा कोई परने हीतकारी छे ते विधिना प्रमादना वशथी अनादर करवो ते अनवकांक्षाप्रत्ययिकी क्रिया.

३८ प्रायोगिकी क्रिया—प्रयोग ते दोडवा चालवादि कायानो व्यापार; हिंसाकारी कठोर जुठादिक बोलवुं ते वचननो व्यापार; त्रीजो पराभिद्रोह ईर्ष्या अभिमानादि मननो व्यापार ते त्रण करवां ते.

३९ समुदानि क्रिया—जेणे करीने विषय ग्रहण करीए ते समादान इंद्रिय जे; तेनो जे देशथी अथवा सर्व उपघातरूप व्यापार एटले आदेश देइने निलाछादिक करावे ते.

૪૦ પ્રેમપ્રત્યયી ક્રિયા-માયા તથા લોભે કરી જે થાય તે.

૪૧ દ્વેષપ્રત્યયિકી ક્રિયા—ક્રોધ તથા માને કરી જે થાય તે.

૪૨ ઈર્યાપથીકી ક્રિયા—ચાલવાથી જે ક્રિયા થાય તે, એ માંહેલી કેટલીએક ક્રિયાઓ આપસમાં સરખી જણાય છે, પણ તે સરખી ન સમજવી.

---

## (૬) અથ સંવર તત્ત્વ.

### સંવર તત્ત્વના સતાવન ભેદ છે તેની વિગત નીચે પ્રમાણે:—

જેણે કરી નવાં કર્મો આવતાં રોકાય તે સંવર. તે બે ભેદે, એક દ્રવ્ય સંવર તે નવાં કર્મોનું રોકાવું અને બીજું ભાવ સંવર તે સમિતિ પ્રમુખપણે કરી પરિણામને પામ્યું છે શુદ્ધ ઉપયોગ રૂપ દ્રવ્યપણું તેથી કર્મના રોધક આત્માના પરિણામ હોય તે. તેમાં પ્રથમ પાંચ સમિતિ.

૧ ઈર્યાસમિતિ—જવા આવવાને વિષે જયણા સહીત ઉપયોગ રાખવો તે.

૨ ભાષા સમિતિ—બોલવામાં સમ્યક્પ્રકારે ઉપયોગ રાખવો તે.

૩ એષણા સમિતિ—બેતાળીસ દોષ રહિત આહારાદિકની ગવેષણા કરવી તે.

૪ આદાનનિક્ષેપણુસમિતિ—બેસતાં, ઉઠતાં, લેતાં ને મુકતાં પુંજવા પ્રમાર્જવા ઉપયેગને રાખવો તે.

૫ પારિષ્ઠાપનિકા સમિતિ (મળ મુત્રાદિક ને પરઠવતાં શુદ્ધ ભૂમિ જોવાનો ઉપયોગ.)

૬ મનોગુપ્તિ (ગુપ્તિ=યોગને ગોપવવા તે) મનને ગોપવવું તે

૭ વચન ગુપ્તિ (વચનને ગોપવવું તે.)

૮ કાય ગુપ્તિ (કાયાને ગોપવવી તે.)

આ આઠ બોલ ચારિત્રનો નિર્વાહ કરવાને માતા સમાન છે. માટે તેને પ્રવચન માતા કહે છે.

બાવીસ પરિસહ-(પરિસહ સર્વ પ્રકારે કર્મ નિર્જરાને અર્થે જે દુઃખ સહન કરવું તે.)

૯ ક્ષુધા પરિસહ ભુખથી ઉત્પન્ન થતી વેદના સહન કરવી તે.

૧૦ પીપાસા પરિસહ-તરસથી થતી વેદના સહન કરવી તે.

૧૧ શીત પરિસહ-ટાઢથી થતી વેદના સહન કરવી તે.

૧૨ ઉષ્ણ પરિસહ-તાપથી થતી આતાપના સહન કરવી તે.

૧૩ ડંસ પરિસહ-જુ, માંકડાદિનો ડંશ સમભાવે સહન કરવો.

૧૪ અચેલક પરિસહ-જુનાં વસ્ત્રથી ખેદ ને નવાંથી હર્ષ પામે તે.

૧૫ અરતિ પરિસહ (શીતાદિકના સંભવે કરી ઉત્પન્ન થતી અરતિ સહન કરવી તે.

૧૬ સ્ત્રી પરિસહ-સ્ત્રીઓનાં અંગોપાંગ, હાવભાવને દેખી પોતાના મનને સ્થીર રાખવું તે.

૧૭ ચર્યા પરિસહ–આળસ રહિત થઇ ગામોગામ વિહાર કરવો.

૧૮ નિષિધકી પરિસહ શુન્ય ઘર સ્મશાનાદિકમાં કાઉસગ્ગાદિ કરતાં સિંહાદિકનો ભય ઉપને ડરે નહીં તે.

૧૯ શય્યા પરિસહ (ચઢતાં ઉતરતાં ઊંચી નીચી, શીત, ઉષ્ણ સુકોમળ અથવા કઠણ ભુમિ અથવા આસન પામી ઉદ્વેગ કરે નહીં પણ સમ્યક પરિણામે દુઃખ સહન કરે તે.

૨૦ આક્રોશ પરિસહ-ક્રોધનાં વચન સાંભળીને સાંખી રહેવાં તે

૨૧ વધ પરિસહ–પાટુ, ચાબુક તથા લાકડીના પ્રહારથી અથવા વધથી પણ લગારે રોષ ન આણતાં સમપરિણામે સહન કરે

૨૨ યાચના પરિસહ (ચક્રવર્ત્યાદિ સંજમ લઇને નિચ–ઉંચકુળે ભિક્ષા લેવા જતાં લજ્જા ન આણે તે.)

૨૩ અલાભ પરિસહ (કાંઈ પણ ચીજની યાચના કરતાં ગૃહસ્થને ત્યાં હુએ છતે તે ન આપે તો ઉદ્વેગ ન ધરે અનિષ્ટ ચિંતવે નહીં, બોલે નહીં, પણ તે નકાર સમતા ભાવે સહન કરે.

૨૪ રોગ પરિસહ–રોગની ઉત્પત્તિ થયે છતે અત્યંત વેદના થાય તોપણ આર્त્તધ્યાન ન કરતાં સમ્યક્ પ્રકારે સહન કરે તે.

૨૫ તૃણફાસ પરિસહ–ડાભની શય્યાએ સૂતાં તૃણના અગ્ર ભાગ ભોકાવાથી વેદના થાય તે સમ્યક્ પ્રકારે સહેવી.

૨૬ મલ પરિસહ (તૃણના સ્પર્શે પરશેવાના સંજોગે મેલ થાય ને ડીલ ગંધાય તો પણ સ્નાનની ઇચ્છા ન કરે, અથવા હું આથી ક્યારે છુટીશ એવી ઇચ્છા ન કરે તે.)

૨૭ સત્કાર પરિસહ (આદર સત્કાર મળવાથી ઉત્કર્ષ ન આણવો અને ન મળવાથી વિખવાદ ન પામવો તે.)

૨૮ પ્રજ્ઞા પરિસહ (વિશેષે કરી શ્રુતનો જાણ હોય તેથી કોઈના પુછ્યાનો ઉત્તર ઝટ દેવાની શક્તિ હોય તેથી બહુ માન થાય તે જય દેખી પોતે ગર્વ ન ધરે અને તેના અભાવે ખેદ ન ધરે તે.

૨૯ અજ્ઞાન પરિસહ-વસ્તુનું તત્ત્વ શ્રુતજ્ઞાને જાણવું તે. જેનામાં નથી, તો પણ દીનતા ન દાખતાં એમ વીચારે જે એતો માહારે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય છે તે ભોગવવાથી અથવા તપ અનુષ્ટાનથી દૂર થશે, એમ વિચારે પણ ઉદ્વેગ ન ધરે તે)

૩૦ સમ્યક્ત્વ પરિસહ (પૂર્વોક્ત અજ્ઞાનને લીધે શાસ્ત્રની ઝીણી વાતોમાં તથા દેવ, ગુરૂ, ધર્મની અસદ્દહણા કરવી નહી તથા શાસ્ત્રમાં દેવતા ઇંદ્રાદિક સમ્યક્દૃષ્ટિ સાંભળીએ છીએ પણ તે સાનિધ્યકારી થતા નથી માટે હશે કે નહીં હોય તેવો વહેમ ન આણવો તથા અન્ય મતીઓની રિદ્ધિ વૃધ્યાદિક ઉન્નતિ તપશ્ચર્યાદિક કષ્ટ દેખી મૂઢ થવું નહીં તે.)

ઉપરના બાવીસ પરિસહ સમભાવે સહેવા તે સંવર.

હવે દશ પ્રકારે યતિધર્મ તે કહે છે.

૩૧ ક્ષમા ધર્મ (ક્રોધનો અભાવ.)

૩૨ માર્દવ ધર્મ (માનનો ત્યાગ.)

૩૩ આર્યવ ધર્મ (કપટ રહિતપણું.)

૩૪ મુક્તિ ધર્મ (નિર્લોભતા.)

૩૫ તપ ધર્મ (ઇચ્છાનો નિરોધ.)

૩૬ સંજમ ધર્મ (પ્રાણાતિપાતાદિક પાંચનું જે વિરમણ, પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ, ચાર કષાયનો જય, ત્રણ દંડની પ્રવૃત્તિ. એ સતર ભેદે સંજમ ધર્મ.)

૩૭ સત્ય ધર્મ (સાચું બોલવું તે.)

૩૮ શૌચ ધર્મ (બેતાળીસ દોષ રહીત ભાત પાણી પ્રમુખ આહાર લેવો તે સર્વ દ્રવ્યથી શૌચ, અને આત્મા જે શુદ્ધ અધ્યવસાય, કષાયાદિકે રહિત શુદ્ધ પરિણામની વૃદ્ધિ તે ભાવ શૌચ; અથવા મન, વચન અને કાયા શુદ્ધ રાખવાં; સંજમને વિષે નિરતિચારપણું; તથા જીવ અદત્ત, સ્વામી અદત્ત, ગુરૂ અદત્ત અને તિર્થંકર અદત્ત એ ચાર પ્રકારની ચોરીનો ત્યાગ કરવો તે.)

૩૯ અકિંચનધર્મ (સમસ્ત પરિગ્રહ ત્યાગરૂપ મુર્છા રહિત થવું તે.

૪૦ બ્રહ્મચર્ય ધર્મ (નવ પ્રકારે ઔદારિક સંબંધી તથા નવ પ્રકાર વૈક્રિય સંબંધી મૈથુનનો ત્યાગ.)

ઉપર બતાવેલા દશ ગુણસહીત હોય તે યતિધર્મ જાણવો.

હવે બાર ભાવનાનું વર્ણન ચાલે છે.

૪૧ અનિત્ય ભાવના-લક્ષ્મી, યૌવન, કુટુંબ પરિવાર તથા આઉખા પ્રમુખને વિષે જે અનિત્યતાની ભાવના ભાવવી એટલે સંસારના સર્વ પદાર્થ તે કુશના અગ્રભાગ ઉપર રહેલા પાણીના બિંદુની માફક અસ્થિર જાણવા તે.

૪૨ અશરણભાવના-સંસારમાં જન્મ, જરા, મરણના ભયથી બચવાને એક ધર્મ વિના બીજું કોઈ શરણ નથી એવું જે ભાવવું તે.

૪૩ સંસાર ભાવના-માતા તે સ્ત્રી થાય, સ્ત્રી તે માતા થાય, પિતા તે પુત્ર થાય, પુત્ર તે પિતા થાય, ઈત્યાદિ આ જીવે સંસારને વિષે સર્વ ભાવનો અનુભવ કર્યો છે એવું જે ભાવવું તે.

૪૪ એકત્વ ભાવના-આ જીવ સંસારમાં એકલો આવ્યો છે ને એકલો જશે એવું ભાવવું તે.

૪૫ અન્યત્વ ભાવના—આત્મા જ્ઞાનસ્વરૂપ છે અને શરીર જડ છે માટે પરસ્પર ભિન્ન છે, આત્મા શરીર નથી અને શરીર આત્મા નથી. આત્માથી શરીર તેમજ ધન તથા સ્વજનાદિક જુદું છે એવું ભાવવું તે.

૪૬ અશુચિ ભાવના—રસ, રૂધીર, માંસ હાડકાં, વીર્ય, પરૂ વીગેરેથી ભરેલું શરીર છે તથા તેમાં પુરૂષ તથા સ્ત્રી આશ્રયી નવ તથા બાર દ્વારો સદા વહ્યા કરે છે ને તે કોઈ દહાડો પવિત્ર થતું નથી એવું ભાવવું તે.

૪૭ આશ્રવ ભાવના-ઈંદ્રિય પાંચ, કષાય ચાર, અવ્રત પાંચ (પ્રાણાતિપાતાદિક,) જોગ ત્રણ, ક્રિયા પચીસ એ ભેદે કરી ને કર્મ બંધાય છે. દયા તથા દાનાદિકે શુભ અને વિષય કષાયાદિકે અશુભ કર્મ બંધાય છે એવું જે ભાવવું તે.)

૪૮ સંવર ભાવના (જે જે સંવર આદરવા થકી જે જે આશ્રવ રોકાય તે તે સંવરનું આદરવું અને આશ્રવનું રોકવું)

૪૯ નિર્જરા ભાવના-સંકીર્ણ સ્થાનક યોગે જેમ કેરી પાકે છે તેમ બાર પ્રકારના તપે કરી કર્મ પચાવવું એટલે પૂર્વકૃત કર્મને સાડવું તે રૂપ નિર્જરા સકામ તથા અકામ એ બે પ્રકાર છે, એવી જે ભાવના ભાવવી તે.

૫૦ લોક સ્વરૂપ ભાવના-કેડ ઉપર બે હાથ દઈને બન્ને પગ પસારીને ઉભેલા પુરૂષના જેવો સમ આકાર ષટ દ્રવ્ય આત્મક છે. પૂર્વ પર્યાય વિણસે નવા પર્યાય ઉત્પન્ન થાય, ને દ્રવ્યપણે નિશ્ચલ, એમ ઉત્પાદ, વ્યય, ને ધ્રુવસ્વરૂપ ચૌદ રાજ લોક છે, જેનું નીચેનું તળીયું ઉંધા વળેલા ચપણિયા સરખું, મધ્ય ભાગ ઝાલરસરખો, ઉપરનો ભાગ મૃદંગ સરખો એવો શાશ્વત છે, એમ જે લોકસ્વરૂપની ભાવના ભાવવી તે.

૫૧ બોધિ દુર્લભ ભાવના-જીવને સંસારમાં ભમતાં અનંતા પુદ્ગલ પરાવર્તન થઇ ગયા તેમાં અનંતીવાર ચક્રવર્તી આદિની ઋદ્ધિ મળી તથા યથાપ્રવૃત્તિકરણને યોગે કરી અકામ નિર્જરાવડે પુણ્યના પ્રયોગોથી મનુષ્યભવ,

આર્યદેશ, નિરોગી કાયા, ધર્મ શ્રવણની જોગવાઇ પામ્યો તો પણ સમ્યક્ત્વ પામવું અતિ દુર્લભ છે; એવી જે ભાવના ભાવવી તે.

૫૨ ધર્મ ભાવના–આ દુસ્તર સંસાર સમુદ્રમાંથી તારવાને પ્રવહણ સમાન તે શ્રી જીન પ્રણીત દશ પ્રકારે ક્ષમાદિક શુદ્ધ ધર્મ તથા જ્ઞાન દર્શન ચરિત્ર એ રત્નત્રયાત્મક ધર્મ પામવો દુર્લભ છે, તથા તે ધર્મના સાધક અરિહંતાદિક તે પણ આ સંસારમાં પામવા દુર્લભ છે, એવું ચિંતવવું તે.

ઉપર કહેલી બાર ભાવના તથા દરેક વ્રતની પાંચ પાંચ એવી પાંચ મહાવ્રતની પચીસ તથા મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને ઉપેક્ષા એ બધી ભાવના શુદ્ધ મને પ્રમાદ રહીતપણે ભાવવી.

## પાંચ પ્રકારે ચારિત્ર.

૫૩ સામાયક ચારિત્ર—રાગદ્વેષ રહિતપણાને વાસ્તે જવું તે અથવા જ્ઞાન દર્શન ચારિત્રનો જ્યાં લાભ થાય તે. તે બે ભેદે-૧ દેશ વિરતિ ૨ સર્વ વિરતિ, સર્વ સાવદ્ય યોગ ત્યાગ રૂપ અને નિર્વદ્ય યોગ સેવનરૂપ, દેશે કરી શ્રાવકને અને સર્વ પ્રકારે કરી સાધુ મુનિરાજને હોય.

૫૪ છેદોપસ્થાપનિય–પૂર્વ પર્યાયનો છેદ કરવો અને આચાર્યે આપેલું પંચ મહાવ્રત રૂપપણું જે મહાવ્રતને વિષે હોય, તે બે ભેદે:-

૧ સાતિચાર—મૂળગુણ ઘાતીને પ્રાયશ્ચિત રૂપ
૨ નિરતિચાર-નવદિક્ષિત શિષ્યને છજીવણીયા અધ્યયન ભણ્યા પછી હોય અથવા બીજા તીર્થ આશ્રયી હોય, તે જેમ શ્રી પાર્શ્વનાથ સ્વામીના તીર્થથી વીરસ્વામીના તીર્થે આવી પંચ મહાવ્રત રૂપ ધર્મ આદરે તેને હોય.

૫૫ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર-વિશેષ તપ કરવાથી તપની નિર્જરા જે ચારિત્રને વિષે હોય તે.

તેના બે ભેદ છે:—

૧ નિર્વિશ માનસિક ચાર જણ વિવક્ષિત ચારિત્રના આસેવક એ કલ્પમાં પ્રવર્ત્તતા હોય તેનું ચારિત્ર તે.
૨ નિર્વિષ્ટકાયિક ચાર જણ તેના અનુચારી હોય તેને હોય તે.

૫૬ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર—સૂક્ષ્મ છે કષાય તે જેને વિષે તે. ઉપશમ શ્રેણીએ કર્મ ઉપશમાવતાં અને ક્ષપક શ્રેણીએ કર્મ ખપાવતાં હોય ત્યાં નવમે ગુણઠાણે લોભના સંખ્યાતા ખંડ કરી તેને ઉપશમ શ્રેણીવાળો જે હોય તે ઉપશમાવે, તથા ક્ષપક શ્રેણીવાળો હોય તે ખપાવે, તે સંખ્યાતા ખંડ માંહેલો જેવારે છેલ્લો એક ખંડ રહે તેના અસંખ્યાતા સૂક્ષ્મ ખંડ કરીને, દશમે ગુણઠાણે ઉપશમાવે અથવા ક્ષપક હોય તે ખપાવે તે દશમા ગુણઠાણાનું નામ અને ચારિત્રનું નામ પણ સૂક્ષ્મ સંપરાય છે. તેના બે ભેદ: પહેલું વિશુદ્ધ માનસિક શ્રેણી ચઢતાને હોય, બીજું સંકલિષ્ટ માનસિક તે ઉપશમ શ્રેણીથી પડતાને હોય.

૫૭ યથાખ્યાત ચારિત્ર (સર્વથા પ્રકારે કષાય રહીતપણું) તે બે ભેદે:-

૧ છાદ્મસ્થિક તે છદ્મસ્થ ઉપશમિકને અગ્યારમે ગુણઠાણે અને ક્ષપકને બારમે ગુણઠાણે હોય.

૨ કૈવલિક તે કેવળીને તેરમે-ચૌદમે ગુણઠાણે હોય એ ચારિત્ર એવું છે જેથી મોક્ષ સ્થાનક પામે.

---

## (૭) અથ નિર્જરા તત્ત્વ.

નિર્જરા બાર પ્રકારના તપવડે થાય છે. છ પ્રકારે બાહ્ય તપ અને છ પ્રકારે અભ્યંતર તપ.

### છ પ્રકારના બાહ્ય તપ.

૧ અનશન (ચાર પ્રકારના અહારનું ત્યાગ કરવું. ઉપવાસાદિક કરવું તે.)

૨ ઉણોદરી-આહાર, વસ્ત્ર તથા રાગ દ્વેષની ઓછાશ કરવી તે.

૩ વૃત્તિ સંક્ષેપ-આજીવિકાનો દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે સંક્ષેપ કરવો તે તથા અભિગ્રહ કરવો, નિયમ ધારવા તે

૪ રસ ત્યાગ-વિગયાદિકનો ત્યાગ કરવો, આંબિલ નીવી પ્રમુખ કરવું તે.

૫ કાયકલેશ-લોચ, કાઉસ્સગ્ગ તથા ઉત્કટ આસને કરી કષ્ટ સહેવું તે.

૬ સંલીનતા-અંગોપાંગાદિનું સંવરવું, ગોપન કરવું તે.

### હવે છ પ્રકારે અભ્યંતર તપ કહે છે.

૧ પ્રાયશ્ચિત-કીધેલા અપરાધની શુદ્ધિ કરવી તે.
૨ વિનય-ગુણવંતની ભક્તિ કરવી તથા આશાતના ટાળવી.
૩ વૈયાવૃત્ય-આહારાદિક આણી આપવા, આચાર્યાદિકના કેડ પગાદિ ચાંપવાં તે.
૪ સ્વાધ્યાય-ભણવું, ભણાવવું, સંદેહ દૂર કરવો, ભણેલું ફરી સંભાળવું, અર્થ ચિંતવવો, ધર્મોપદેશ કરવો તે.
૫ ધ્યાન-આર્ત તથા રૌદ્ર ધ્યાને નિવારવું તથા ધર્મધ્યાન, શુકલ ધ્યાનનું ધ્યાવવું તે.
૬ કાયોત્સર્ગ-પરવસ્તુનો ત્યાગ કરવો તથા કર્મના ક્ષય નિમિત્તે કાયોત્સર્ગ કરવો તે.

---

## (૮) અથ બંધ તત્ત્વ.

### બંધ તત્ત્વના ચાર ભેદઃ—

૧ પ્રકૃતિ બંધ-કર્મનું સ્વભાવ પરિણમન રૂપ.
૨ સ્થિતિબંધ-કર્મનું કાળ પરિમાણ રૂપ.
૩ અનુભાગ બંધ-કર્મનું તીવ્ર મંદાદિ રસ પરિમાણ રૂપ.
૪ પ્રદેશ બંધ-કર્મ પુદ્ગલના પ્રદેશ પરિમાણ રૂપ છે.
આ બાબત મોદકના દ્રષ્ટાંતે કરી સમજવું (કર્મ ગ્રંથમાં જોવું.)

---

# (૯) અથ મોક્ષ તત્ત્વ.

## મોક્ષ તત્ત્વના નવ ભેદ:—

૧ સતપદ પ્રરૂપણા દ્વાર–મોક્ષને વિષે છતાપદની પ્રરૂપણા.
૨ દ્રવ્ય પ્રમાણ દ્વાર—સિદ્ધના જીવદ્રવ્ય કેટલા છે તે વિચારવું.
૩ ક્ષેત્ર દ્વાર—સિદ્ધને અવગાહના ક્ષેત્ર કેટલું છે તે વિચારવું.
૪ સ્પર્શના દ્વાર–કેટલા આકાશ પ્રદેશને સિદ્ધના જીવ ફરસે એમ વિચારવું તે.
૫ કાળદ્વાર—સિદ્ધનો કાળ આદિ અનંત છે એમ કહેવું તે.
૬ અંતરદ્વાર—સિદ્ધને વિષે અંતર નથી એમ કહેવું તે.
૭ ભાગદ્વાર—સિદ્ધના જીવ સંસારી જીવના કેટલામે ભાગે છે. એમ વિચારવું તે.
૮ ભાવદ્વાર—ક્ષાયકાદિક પાંચ ભાવથી સિદ્ધના જીવ કયા ભાવે છે એમ વિચારવું તે.
૯ અલ્પ બહુત્વદ્વાર–સિદ્ધના પંદર ભેદમાંથી કયામાં થોડા જીવ અને કયામાં વધારે છે એમ વિચારવું તે.

### હવે પંદર ભેદે સિદ્ધ થાય તે કહે છે.

૧ જિણસિદ્ધા=તીર્થંકર પદવી પામીને જે મોક્ષે ગયા તે.
૨ અજીણસિદ્ધા=સામાન્ય કેવળી થઈને મોક્ષે ગયા તે.
૩ તીર્થસિદ્ધા—તીર્થંકરને કેવળજ્ઞાન ઉપન્યા પછી મોક્ષે ગયા તે.

૪ અતીર્થસિદ્ધા=તીર્થંકરને કેવળજ્ઞાન ઉપન્યા પહેલાં જે મોક્ષે ગયા તે.

૫ ગૃહસ્થલિંગે સિદ્ધા=ગૃહસ્થના વેશે રહ્યા થકા મોક્ષે ગયા તે.

૬ અન્યલિંગે સિદ્ધા=જોગી, સન્યાસી, તાપસ વિગેરેના વેશે મોક્ષે ગયા તે.

૭ સ્વલિંગે સિદ્ધા=સાધુના વેશે મોક્ષે ગયા તે.

૮ સ્ત્રીલિંગે સિદ્ધા=સ્ત્રીવેદપણું પામીને મોક્ષે ગયા તે.

૯ પુરૂષ લિંગે સિદ્ધા=પુરૂષ વેદપણું પામીને મોક્ષે ગયા તે.

૧૦ નપુંસકલિંગે સિદ્ધા=નપુંસક વેદપણું પામીને મોક્ષે ગયાતે.

૧૧ પ્રત્યેક બુદ્ધસિદ્ધા=કોઇ પદાર્થ દેખીને પ્રતિબોધાયા થકા ચારિત્ર લઇને મોક્ષે ગયા તે.

૧૨ સ્વયંબુદ્ધ સિદ્ધા=ગુરૂના ઉપદેશ વિના પોતાની મેળે જાતિ સ્મર્ણાદિકે પ્રતિબોધ પામીને મોક્ષે ગયા તે.

૧૩ બોદ્ધબોધિત સિદ્ધા=ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામીને મોક્ષે ગયા તે.

૧૪ એક સિદ્ધા=એક સમયને વિષે એકજ મોક્ષે ગયા તે.

૧૫ અનેક સિદ્ધા=એક સમયમાં ઘણા જીવ મોક્ષે ગયા તે.

---:o:---

ઉપર કહેલાં નવ તત્ત્વ જે પ્રાણી જાણે તેને સમકીત હોય. અપવાદે જો કે જીવાદિ નવ તત્વના અજાણ હોય પણ તેમાં આસ્થા રાખે તોપણ તેને સમ્યકત્વ છે એમ

સમજવું. સર્વે તીર્થંકર પ્રણિત વચન અન્યથા ન હોય એવી મતિ જેના મનમાં રહેલી હોય, તેને નિશ્ચય સમકિત છે. એક અંતર મુહુર્ત-આશરે બે ઘડીની અંદર જે પુરૂષને સમકિત ફરસ્યું હોય તેને અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર નક્કી બાકી રહ્યો એમ સમજવું એતો ઘણીજ આશાતનાવંતને સમજવું પણ શુદ્ધ સમકિત તો કોઈ તેજ ભવે, કોઈ ત્રિજે, કોઈ સાતમે અને કોઈ તરતજ મોક્ષ પામે.

———:૦:———



# समकितना ६७ बोल.

૪ સદ્દહણા. ૩ લિંગ. ૧૦ વિનય. ૩ શુદ્ધિ.
૫ દૂષણ ૮ પ્રભાવક ૫ ભૂષણ. ૫ લક્ષણ.
૬ જતના. ૬ આગાર. ૬ ભાવના. ૬ સ્થાન.

૪ સદ્દહણા—૧ જીવાદિક નવ તત્વને અભ્યાસ—વિચાર કરવો. ૨ સાધુમુનિરાજની સેવા કરવી. ૩ પાસથ્થા, કુશીલીઆ, વેશવીડંબક એવા સમકિતથી ભ્રષ્ટનો સંગ ન કરવો. ૪ અન્યદર્શની મિથ્યાદૃષ્ટીનો સંગ ન કરવો.

૩ લિંગ—૧ સિદ્ધાંત-વીતરાગની વાણી સાંભળવાની અતિ અભિલાષા. ૨ ચારિત્ર ધર્મ-વ્રત પચ્ચખ્ખાણ કરવાની અતિ અભિલાષા. ૩ દેવ ગુરૂ પ્રમુખ ઉત્તમ પુરૂષોની સારસેવા કરવામાં સાવધાન.

૧૦ વિનય—૧ અરિહંત દેવને. ૨ સિદ્ધ ભગવાનને. ૩ જીન પ્રતિમાને, ૪ શ્રુત ધર્મને. ૫ ચારિત્રને. ૬ સર્વ સાધુને. ૭ આચાર્યને. ૮ ઉપાધ્યાયને. ૯ ચતુર્વિધ સંઘને. ૧૦ સમ્યક્ દર્શનને.

વિનય-સેવા, ભક્તિ, બહુમાન, અંતરંગ, પ્રેમ, ગુણ ગ્રામ કરવા તથા અવગુણ છોડવા, અશાતના ટાળવી, તેમાં દેવની ૮૪ અને ગુરૂ સંબંધી ૩૩ આશાતના ટાળવી.

૩ શુદ્ધિ—૧ મનશુદ્ધિ-વીતરાગને ભાખ્યો ધર્મ સાર છે, બીજું કાંઈ સંસારમાં સાર નથી એવો ઉપભાવ

૨ વચનશુદ્ધિ-જીનધર્મ આરાધતાં કલ્યાણ નહીં હોય તો બીજાથી કેમ હોય. કલ્યાણ તો વીતરાગના ધર્મ થકીજ છે, બીજાથી કલ્યાણ નથી એમ કહેવું તે, ૩ કાય શુદ્ધિ-કોઈ છેદો, ભેદો અનેક પ્રકારની પીડા ઉપજાવો, પણ વીતરાગ વિના બીજાની આગળ મસ્તક ન નમાવવું તે.

૫ દુષણ—૧ શંકા-વીતરાગના વચનમાં શંસય કરવો. ૨ કાંક્ષા-જીનમત વિના બીજા મતની વાંછા કરવી, ૩ વિચિકિત્સા-ધર્મના ફળ વિષે સંદેહ કરવો. ૪ પ્રશંસા-કુલિંગી, દર્ભલિંગી, પાખંડી લોકોની પ્રશંસા કરવી. ૫ સંસ્તવ-ઉપર બતાવેલા પાખંડી લોકનો પરિચય કરવો. આ ઉપર લખેલાં પાંચ દૂષણો સર્વ જણે વર્જવાં.

૮ પ્રભાવક—૧ જીનમત પરમતના શાસ્ત્રનો જાણ. ૨ ધર્મ ઉપદેશનો દેનાર. ૩ ન્યાયથી વાદ કરનાર. ૪ નિમિત નો જાણ. ૫ ક્ષમાવંત નિર્લોભી તપસ્વી. ૬ વિદ્યા મંત્રનો જાણ હોય. ૭ સિદ્ધ સંપન્ન ( આકાશ પ્રદેશની વિદ્યાએ સહીત. ) ૮ કવિ.

ઉપર કહેલા આઠ જીનમત દીપાવનાર કહીએ, એવા થવાનો ઉદ્યમ કરવો જેથી જીનધર્મ દીપાવવામાં આવે અથવા એવા પુરૂષોની તેમના સમકીતવંત ગુણ જોઇને સેવા કરવી.

૫ ભૂષણ—૧ જિનમાર્ગને વિષે કુશળ હોય. ૨ જિન શાસનની પ્રભાવના-દીપાવવું અથવા વૃદ્ધિ થાય તેમ કરવું. ૩ ગીતાર્થની સેવા કરવી. ૪ જૈન ધર્મને વિષે દ્રઢતા રાખવી ૫ દેવ, ગુરૂ તથા સિદ્ધાંતનો વિનય વૈયાવચ્ચ કરવો.

૫ લક્ષણ—૧ ઉપશમ ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયનું ટાળવું તે. ૨ સંવેગ-મોક્ષના સુખની અભિલાષા રાખવી. ૩ નિર્વેદ-સંસારના દુઃખ થકી ઉદાસ રહેવું, ૪ અનુકંપા-જીવને દુઃખ થકી નિવારણ કરવાની ઇચ્છા અર્થાત્ સર્વ જીવને વિષે દયા ભાવ રાખવો. ૫ આસ્તિકય-શ્રી વીતરાગે ભાખ્યું તે સત્ય છે, જુઠું કાંઇ પણ નથી એવી દ્રઢ આસ્થા રાખવી.

૬ જતના—૧ પરતીથિંકાદિવંદન-અન્યતીથિંના દેવ તથા અન્યતીથિંની ગ્રહણ કરેલી પ્રતિમાને વંદન કરવું નહીં, તેમની આગળ બે હાથ જોડવા નહીં. ૨ નમસ્કરણં-તેમને નમસ્કાર કરવો નહી, તેમની આગળ માથું નમાવવું નહી. ૩ આલાપનં-તેમની સાથે પ્રથમ બોલવું નહીં. ૪ સંલાપનં-તેમની સાથે વારંવાર બોલવું નહીં. ૫ અશનાદિદાનં=ખાવાપીવાનું ધર્મ બુદ્ધિએ આપવું નહીં. ૬ ગંધપુષ્પાદિ પ્રેસણં-તેમને ગંધ પુષ્પાદિ મોકલવા નહીં.

૬ આગાર—૧ રાજાભિયોગ-રાજાના કહેવાથી કરવું. ૨ ગણાભિયોગ=ઘણા લોકોના કહેવાથી કરવું ૩ બળાભિયોગ-બળવાનના કહેવાથી કરવું. ૪ સુરાભિયોગ=દેવતાદિકની હઠથી કરવું. ૫ કાંતારવૃત્તિ-આજીવિકાને વાસ્તે કરવું. ૬ ગુરૂનિગ્રહ-માતા પીતા કુળાચાર્ય પ્રમુખના કહેવાથી કરવું.

આ છ આગાર પોતાની મરજી ન છતાં લાચારીથી પણ કોઇના કહેવાથી સેવવા પડેછે.

૬ ભાવના-૧ સમકિત કેવું છે? ચારિત્ર ધર્મ રૂપી ઝાડનું મૂળ છે. ૨ સમકિત કેવું છે? ચારિત્ર ધર્મ રૂપી નગરમાં પેસવાનું બારણું છે. ૩ સમકિત ચારિત્ર રૂપી મહેલનો મૂળ પાયો છે. ૪ સમકિત જ્ઞાન ચારિત્રાદિ ગુણ-રૂપી રત્નનો નિધિ છે. ૫ સમકિત કેવું છે? ચારિત્રરૂપી જીવિતપણાનો આધાર છે. ૬ સમકિત શ્રુત ચારિત્રરૂપી રસનું પાત્ર છે.

૬ સ્થાન-૧ જીવ છેજ. ૨ જીવ નિત્ય છે. ૩ જીવ કર્મનો કર્તા છે, ૪ જીવ કર્મનો ભોગવનાર છે. ૫ જીવનો મોક્ષ છે. ૬ જીવને મોક્ષનો ઉપાય છે કર્મ રહિત થવાનો ઉપાય છે.

શો ઉપાય છે?

**સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર.**



# ભવાભિનંદી જીવનાં લક્ષણ.

પાંચ ઈંદ્રિઓનાં વિષય સુખ પરમાર્થે કરી દુઃખકારી છે તો પણ તેને વિષે જે જીવો સુખની બુદ્ધિએ કરીને આનંદ માને છે તેને ભવાભિનંદી કહીએ, તેનાં ૧૧ લક્ષણઃ—

૧ આહારને અર્થે-જો હું સામાયક, પોસો તથા દેશાવકાસાદિક ધર્મકરણી કરીશ તો જમવાનું મળશે એવા વિચારથી ધર્મ કરણી કરવી તે.

૨ પૂજાવાને અર્થે-જો હું ધર્મકરણી કરીશ તો લોકમાં પૂજનીક થઇશ એવો અભિપ્રાય રાખવો તે.

૩ ઉપધી—વસ્ત્ર પાત્રાદિક અર્થે ધર્મકરણી કરવી તે.

૪ રિદ્ધિ ગારવ-શ્રાવક પોતાના કરવાને અર્થે-જો હું ધર્મ કરણી કરીશ તો શ્રાવક મારા થશે અને એનાથી મારૂં ગુજરાન થશે એવી બુદ્ધિએ ધર્મ કરણી કરવી તે.

૫ ક્ષુદ્ર. અગંભીર હોય-પારકાં છીદ્ર ખોળતો ફરે અને લોકોના કિંચિત ગુણને ઢાંકે અને પોતાના ગુણનો ઉત્કર્ષ કરે-હરેક રીતે પોતાના ગુણ પ્રગટ થાય એમ બોલવું તે.

૬ લોભને વિષે પુદ્દગળ ભાવને વિષે-ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર, કીર્તિ મેળવવાને વિષે તત્પર-લીન, આસક્ત રહેવું.

૭ દીન-પુદ્દગળ ભાવના વિયોગે કરીને રાંક-આગામી કાળની ચિંતા કરે કે હાય! હાય, હું શું ખાઈશ અને

હવે હું કેમ કરીશ, હવે મારા કુટુંબનો નિર્વાહ કેમ ચાલશે એવી ચિંતા કરે પણ આત્મસ્વરૂપનો કાંઇ પણ વિચાર કરે નહિં તે.

૮ મત્સરી—પારકા ગુણને ન સહે તે.

૯ ભયવાન—પુદ્ગલાદિક વસ્તુના વિયોગનો ભય કરવો તે.

૧૦ શઠ—કપટી.

૧૧ અજ્ઞાની–સર્વ વસ્તુનો અજાણ.

ઉપર લખેલાં અગીયાર લક્ષણો દરેક જણે વર્જવાં અને ધર્મકરણી કરતાં તો વિશેષપણે વર્જવાં.

---

## મિથાત્વ

૧ પ્રરૂપણા મિથ્યાત્વ—શ્રી જીનેશ્વર મહારાજ ભાષિત જે અર્થ તે થકી અવળી પ્રરૂપણા કરવી તે.

૨ પ્રવર્તન મિથ્યાત્વ—લૌકિક તથા લોકોત્તર મિથ્યાત્વની કરણી કરવી તે.

૩ પરિણામ મિથ્યાત્વ-મનનાં પરિણામમાં જુદો હઠવાદ રાખવો અને કેવળી મહારાજે પ્રરૂપ્યા એવા નવ તત્ત્વના અર્થ યથાર્થ સદ્દહવા નહીં તે.

૪ પ્રદેશ મિથ્યાત્વ—સત્તાગતમાં રહેલી મોહની કર્મની સાત પ્રકૃતિ.

---

# मार्गानुसारीना ३५ बोल.

૧ ન્યાય સંપન્ન વિભવ—ન્યાયથી ધન મેળવવું.—સ્વામિ દ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસીને ઠગવું, ચોરી કરવી, થાપણ ઓળવવી વિગેરે નિંદવા યોગ્ય કામ ત્યાગ કરીને ધન ઉપાર્જન કરવું તે.

૨ શિષ્ટાચાર પ્રશંસા—ઉત્તમ પુરૂષોના આચરણનાં વખાણ.

૩ સરખા કુળાચાર વાળા પણ અન્ય ગોત્રી સાથે વિવાહ.

૪ પાપના કામથી ડરવું.

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્ત્તવું.

૬ કોઈનો અવર્ણવાદ બોલવો નહિ.

૭ જે ઘરમાં પેસવા નિકળવાના અનેક રસ્તા ન હોય તથા જે ઘર અતિ ગુપ્ત અને અતિ પ્રગટ ન હોય અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.

૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી.

૯ માતા તથા પિતાની સેવા કરવી—તેમનો સર્વ રીતે વિનય સાચવવો અને તેમને પ્રસન્ન રાખવાં.

૧૦ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો—લડાઈ, દુકાળ, વિગેરે અડચણવાળાં ઠેકાણાં છોડવાં.

૧૧ નિંદીત કામમાં ન પ્રવર્તવું—નિંદવા યોગ્ય કામ ન કરવાં.

૧૨ આવક પ્રમાણે ખરચ રાખવું.

૧૩ ધનને અનુસરતો વેષ રાખવો-પેહાશ પ્રમાણે પોશાકી રાખવી.

૧૪ આઠ પ્રકારની બુદ્ધિના ગુણને સેવવા, તે આઠગુણનાં નામ- ૧ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા. ૨ શાસ્ત્ર સાંભળવું. ૩ તેનો અર્થ સમજવો. ૪ તે યાદ રાખવો, ૫ ઉહ-તેમાં તર્ક કરવો તે સામાન્ય જ્ઞાન. ૬ અપોહ-વિશેષ જ્ઞાન. ૭ ઉહાપોહથી સંદેહ ન રાખવો. ૮ જ્ઞાન-આ વસ્તુ આમજ છે એવો નિશ્ચય કરવો.

૧૫ નિત્ય ધર્મને સાંભળવો જેથી બુદ્ધિ નિર્મળ થાય.

૧૬ પહેલાં જમેલું ભોજન પચી જાય ત્યાર પછી નવું ભોજન કરવું.

૧૭ જ્યારે ખરી ભુખ લાગે ત્યારે ખાવું, પણ એકવાર ખાધા પછી તરતજ મીઠાઇ વિગેરે આવેલું જોઇ લાલચથી તે ઉપર ખાવું નહીં કારણ કે અપચો થાય.

૧૮ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધવા.

૧૯ અતિથિ તથા ગરીબને અન્નપાનાદિ આપવું.

૨૦ નિરંતર અભિનિવેષ રહિત રહેવું—કોઈનો પરાભવ કરવાના પરિણામ કરી અનીતિથી કામનો આરંભ કરવો નહીં.

૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરવો—તેમનું બહુમાન કરવું.

૨૨ નિષિદ્ધ દેશકાળનો ત્યાગ કરવો—રાજા તથા લોકોએ નિષેધ કરેલા દેશકાળમાં જવું નહીં.

૨૩ પોતાની શકિતને અનુસરીને કામનો આરંભ કરવો.

૨૪ પોષણ કરવા યોગ્ય જેવાં કે માતાપિતા, સ્ત્રી–પુત્રાદિકનું ભરણ પોષણ કરવું.

૨૫ વ્રતને વિષે રહેલા તથા જ્ઞાને કરી મોટા એવા પુરૂષોને પુજવા.

૨૬ દીર્ઘદર્શી—જે કોઇ કામ કરે તેમાં લાંબી દ્રષ્ટિ ફેરવી તેનાં શુભાશુભ ફળનો તપાસ કરીને ચાલવું.

૨૭ વિશેષજ્ઞ—દરેક વસ્તુનો તફાવત સમજી પોતાના આત્માના ગુણ દોષોની તપાસ કરવી.

૨૮ કૃતજ્ઞ (કર્યા કામનો જાણ)–કરેલ ઉપકારને તથા અપકારને સમજવો.

૨૯ લોકપ્રિય—વિનયાદિ ગુણેકરી લોકપ્રિય થવું.

૩૦ લજ્જાળુ (લાજવાળો)–લાજમર્યાદામાં રહેવું.

૩૧ દયાળુ–દયાભાવ રાખવો.

૩૨ સુંદર આકૃતિવાન–ક્રુર આકૃતિનો ત્યાગ કરી શરીરનો સુંદર આકાર રાખવો.

૩૩ પરોપકારી–પરને ઉપકારી થવું.

૩૪ અંતરગારિજિત–કામ, ક્રોધ, લોભ, માન, મદ તથા હર્ષ એ છ અંતરંગ વેરીને જીતવા.

૩૫ વશીકૃતેંદ્રિયગ્રામ-ઇંદ્રિયોના સમૂહને વશ કરવા-સર્વે ઇંદ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરવો.

બાળજીવોને મોંઢે કરવા સુગમ પડે માટે ઉપરના માર્ગાનુસારીના પાંત્રીસ બોલ સંક્ષેપથી લખ્યા છે. વિવરણ ગ્રથાંતરોમાંથી જોઇ લેવું.

---

# ३५ बोलनो थोकडो.

૧ ગતિ ચાર—૧ દેવ. ૨ મનુષ્ય. ૩ તિર્યંચ. ૪ નારકી.

૨ જાતિ પાંચ—૧ એકેંદ્રિ. ૨ બેઇંદ્રિ. ૩ તેઇંદ્રિ. ૪ ચૌરિંદ્રિ ૫ પંચેદ્રિ.

૩ કાય છ—૧ પૃથ્વી. ૨ અપ. ૩ તેઉ. ૪ વાઉ. ૫ વનસ્પતિ ૬ ત્રસ.

૪ ઇંદ્રિ પાંચ-૧ ફરસ, ૨ રસ, ૩ ઘ્રાણ. ૪ ચક્ષુ. ૫ શ્રોતેંદ્રિ.

૫ પર્યાપ્તિ છ—૧ આહાર. ૨ શરીર. ૩ ઇંદ્રીય, ૪ શ્વાસોશ્વાસ. ૫ ભાષા. ૬ મન પર્યાપ્તિ.

૬ પ્રાણ દશ—૧ ફરસઇંદ્રિ બળપ્રાણ. ૨ રસઇંદ્રિ બળપ્રાણ. ૩ ઘ્રાણઇંદ્રિ બળપ્રાણ. ૪ ચક્ષુઇંદ્રિ બળપ્રાણ. ૬ મનબળ પ્રાણ. ૭ વચન બળપ્રાણ. ૮ કાય બળપ્રાણ. ૯ શ્વાસોશ્વાસ બળપ્રાણ. ૧૦ આયુષ્ય બળપ્રાણ.

૭ શરીર પાંચ—ઔદારિક ૨. વૈક્રીય, ૩ આહારક. ૪ તેજસ ૫ કાર્મણ.

૭ જોગ પંદર—

૧ મનના ચાર-૧ સત્ય. ૨ અસત્ય. ૩ મિશ્ર. ૪ વ્યવહાર-મન જોગ.

૨ વચનનાં ચાર-૧ સત્ય. ૨ અસત્ય. ૩ મિશ્ર. ૪ વ્યવહાર-ભાષા.

૩ કાયાના સાત-૧ ઔદારિક. ૨ ઔદારિક મિશ્ર. ૩ વૈક્રિય. ૪ વૈક્રિય મિશ્ર. ૫ આહારક ૬ આહારક મિશ્ર. ૭ કાર્મણ.

૯ ઉપયોગ બાર—

પાંચ જ્ઞાન-૧ મતિ. ૨ શ્રુત. ૩ અવધિ. ૪ મનઃપર્યવ. ૫ કેવલજ્ઞાન.

ત્રણ અજ્ઞાન-૧ મતિઅજ્ઞાન. ૨ શ્રુતઅજ્ઞાન ૩ વિભંગ-જ્ઞાન.

ચાર દર્શન-૧ ચક્ષુ. ૨ અચક્ષુ. ૨ અવધિ. ૪ કેવળ દર્શન.

૧૦ કર્મ આઠ-૧ જ્ઞાનાવર્ણી. ૨. દર્શનાવર્ણી. ૩ વેદની. ૪ મોહની, ૫ આયુ. ૬ નામ. ૭ ગોત્ર. ૮ અંતરાય કર્મ.

૧૧ ગુણઠાણા (ગુણસ્થાન) ચઉદ-૧ મિથ્યાત્વ. ૨ શાસ્વાદન ૩ મિશ્ર. ૪ અવિરતિ સમ્યક્ દૃષ્ટિ ગુણઠાણું. ૫ દેશ વિરતી. ૬ પ્રમત્ત. ૭ અપ્રમત્ત. ૮ નિવૃતિ બાદર અપૂર્વ કરણ ગુણઠાણું. ૯ અનિવૃતિ બાદર ગુણઠાણું. ૧૦ સુક્ષ્મ સંપરાય. ૧૧ ઉપશાંત મોહની. ૧૨ ક્ષીણ મોહની, ૧૩ સજોગી કેવળી. ૧૪ અજોગી કેવળી.

૧૪ પંચેંદ્રિના ત્રેવિશ વિષય–

૧ ફરસ ઈંદ્રિના આઠ–૧ હળવો. ૨ ભારે. ૩ ઊનો. ૪ ઠંડો ૫ લુખો. ૬ ચોપડયો. ૭ સુંવાલો. ૮ અરબચડો.

૨ રસઈંદ્રિના પાંચ–૧ ખાટો. ૨ મીઠો. ૩ તીખો. ૪ કડવો. ૫ કષાયલો.

૩ ઘ્રાણેઈંદ્રિના બે–૧ સુગંધ. દુર્ગંધ.

૪ ચક્ષુઈંદ્રિના પાંચ—૧ કાળો. ૨ પીળો. ૩ લીલો. ૪ ધોળો. ૫ રાતો.

૫ શ્રોતઈંદ્રિના ત્રણ–૧ જીવ. ૨ અજીવ. ૩ મિશ્ર.

૧૩ મિથ્યાત્વ દશ—૧ જીવને અજીવ સદ્દહે. ૨ અજીવને જીવ ૩ ધર્મને અધર્મ સદ્દહે. ૪ અધર્મને ધર્મ સદ્દહે. ૫ સાધુને અસાધુ સદ્દહે. ૬ અસાધુને સાધુ સદ્દહે, માર્ગને કુમાર્ગ અને. ૮ કુમાર્ગને માર્ગ સદ્દહે. ૯ અષ્ટકર્મ ખપાવી કેવળજ્ઞાન પામી મોક્ષે પહોંચેલાને મોક્ષે ગયા ન માને. ૧૦ આઠ કર્મ ખપાવ્યા ન હોય તેમને મોક્ષે ગયા માને.

૧૪ તત્ત્વ નવ–૧ જીવ ૨ અજીવ ૩ પુન્ય ૪ પાપ ૫ આશ્રવ ૬ સંવર ૭ નિર્જરા ૮ બંધ ૯ મોક્ષ.

૧૫ આત્મા આઠ–૧ દ્રવ્ય આત્મા. ૨ કષાય આત્મા. ૩ જોગ આત્મા ૪ ઉપયોગ આત્મા ૫ જ્ઞાન આત્મા. ૬ દર્શન આત્મા. ૭ ચારિત્ર આત્મા. ૮ વીર્ય આત્મા.

૧૬ દંડક ચોવીસ—૧ સાત નરકનો. ૧૦ ભુવનપતિના. ૫ સ્થાવરના. ૩ વિગલેંદ્રિના. ૧ તિર્યંચ પંચેંદ્રિ. ૧ મનુષ્ય ૧ વાણુવ્યંતર; ૧ જ્યોતિષી. ૧ વૈમાનીક.

૧૭ લેશ્યા છ-૧ કૃષ્ણલેશ્યા. ૨ નીલલેશ્યા. ૩ કાપોતલેશ્યા ૪ તેજોલેશ્યા. ૫ પદ્મલેશ્યા. ૬ શુકલલેશ્યા.

૧૮ દ્રષ્ટિ ત્રણ—૧ સમકિત દ્રષ્ટિ ૨ મિથ્યા દ્રષ્ટિ ૩ મિશ્ર દ્રષ્ટિ.

૧૯ ધ્યાન ચાર-૧ આર્ત્તધ્યાન. ૨ રૌદ્ર ધ્યાન. ૩ ધર્મ ધ્યાન. ૪ શુકલ ધ્યાન.

૨૦ દ્રવ્ય છ-૧ જીવ ૨ ધર્માસ્તિકાય ૩ અધર્માસ્તિકાય ૪ આકાશાસ્તિકાય ૫ કાલ ૬ પુદ્દગલાસ્તિ કાય.

જીવાસ્તિકાય-દ્રવ્ય થકી અનંતા. ૧, ક્ષેત્ર થકી લોક પ્રમાણ ૨, કાળ થકી આદિ અંત રહિત ૩, ભાવ થકી અરૂપી ૪ ગુણ થકી ચેતના લક્ષણ વંત ૫.

ધર્માસ્તિકાય-દ્રવ્ય થકી એક ૧, ક્ષેત્ર થકી લોકાલોક પ્રમાણ ૨, કાળ થકી આદિ અંત રહિત ૩. ભાવ થકી અરૂપી ૪, ગુણ થકી ચલણ ગુણ ૫.

અધર્માસ્તિ કાય દ્રવ્ય થકી એક ૧, ક્ષેત્ર થકી લોક પ્રમાણ ૨, કાળ થકી આદિ અંત રહિત ૩, ભાવ થકી અરૂપી ૪, ગુણ થકી સ્થિર ગુણ ૫.

આકાશાસ્તિકાય-દ્રવ્ય થકી અનંતા ૧, ક્ષેત્ર થકી લોકાલોક પ્રમાણ ૨, કાળ થકી આદિ અંત રહિત ૩, ભાવ થકી અરૂપી ૪, ગુણ થકી અવકાશ ગુણ ૫.

કાળદ્રવ્ય-દ્રવ્ય થકી અનંતા ૧, ક્ષેત્ર થકી અઢી દ્વીપ પ્રમાણ ૨, કાળ થકી આદિ અંત રહિત ૩, ભાવ થકી અરૂપી ૪ ગુણ થકી વર્તના-જુનાનું નવું, નવાનું જુનું કરવું એ લક્ષણ ૫.

પુદ્ગલાસ્તિકાય-દ્રવ્ય થકી અનંતા ૧, ક્ષેત્ર થકી લોક પ્રમાણ ૨, કાળ થકી આદિ અંત રહિત ૩, ભાવ થકી રૂપી ૪, ગુણ થકી સડણ, પડણ, વિદ્ધંસણ ૫.

૨૧ રાશિ બે-૧ જીવરાશિ. ૨ અજીવરાશિ.

૨૨ શ્રાવકના બાર વ્રત-૧ સ્થુલ પ્રાણાતિપાત વિરમણ, ૨ મૃષાવાદ વિરમણ ૩ અદત્તાદાન વિરમણ ૪ મૈથુન વિરમણ ૫ પરિગ્રહ પરિમાણ ૬ દિશી પરિમાણ ૭ ભોગોપભોગ પરિમાણ ૮ અનર્થદંડ વિરમણ, ૯ સામાયક ૧૦ દેસાવગાસીક ૧૧ પોષધ અપવાસ, ૧૨ અતિથિસંવિભાગ.

૨૩ સાધુજીનાં પાંચ મહાવ્રત-૧ પ્રાણાતિપાત વિરમણ, મૃષાવાદ વિરમણ ૩ અદત્તાદાન વિરમણ ૪ મૈથુન વિરમણ ૫ પરિગ્રહ વિરમણ.

તેવીસમે બોલે સાધુજીનાં મહાવ્રત પાંચ, તેની વિગત નીચે પ્રમાણે:-પહેલા પ્રાણાતિપાત વ્રતના ભાંગા ૮૧.

૯ પૃથ્વીકાય હણે નહીં, હણાવે નહી અને હણતાને ભલો જાણે નહીં-મન વચન અને કાયાથી એ રીતે નવ,

૯ અપકાયના—અપકાય હણે નહીં, હણાવે નહીં અને હણુતાને ભલો જાણે નહીં—મન વચન અને કયાથી એ રીતે નવ.

૯ તેઉકાય હણે નહીં, હણાવે નહીં, હણુતાને ભલો જાણે નહીં--મન વચન અને કાયાથી એ રીતે નવ.

૯ વાઉકાય (વાયરો) હણે નહીં, હણાવે નહીં અને હણુતાને ભલો જાણે નહીં—મન વચન અને કાયાથી એ રીતે નવ.

૯ વનસ્પતિકાય હણે નહીં, હણાવે નહીં અને હણુતાને ભલો જાણે નહીં--મન વચન કાયાથી એ રીતે નવ.

૯ બેઇંદ્રિ—હણે નહીં, હણાવે નહીં અને હણુતાને ભલો જાણે નહીં, મન વચન અને કાયાથી એ રીતે નવ.

૯ તેઇંદ્રિ--હણે નહીં, હણાવે નહીં, અને હણુતાને ભલો જાણે નહીં, મન વચન અને કાયાથી એ રીતે નવ.

૯ ચૌરેંદ્રિ--હણે નહીં, હણાવે નહીં, અને હણુતાને ભલો જાણે નહીં, મન વચન અને કાયાથી એ રીતે નવ.

૯ પંચેંદ્રી—હણે નહીં, હણાવે નહીં, અને હણુતાને ભલો જાણે નહીં, મન વચન અને કાયાથી એ રીતે નવ.

બીજા મૃષાવાદ વ્રત (જુઠ) ના ભાંગા ૩૬:—

૯ ક્રોધથી જૂઠું બોલે નહીં, બોલાવે નહીં, અને બોલતાંને ભલો જાણે નહી, મન વચન અને કાયાએ.

૯ હાંસી કરી જૂઠુ બોલે નહી, બોલાવે નહી, બોલતાને ભલો જાણે નહી, મન વચન કાયાએ.

૯ ભયથી જૂઠુ બોલે નહી, બોલાવે નહી. બોલતાને ભલો જાણે નહી, મન વચન કાયાએ.

૯ લોભથી જૂઠુ બોલે;નહી, બોલાવે નહી, અને બોલતાને ભલો જાણે નહી, મન વચન અને કાયાએ.

ત્રીજા અદત્તાદાન વ્રતના ભાંગા ૫૪.

૯ અલ્પ ચોરી કરે નહી, કરાવે નહી, કરતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

૯ ઘણી ચોરી કરે નહી, કરાવે નહી, કરતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

૯ નાની ચોરી કરે નહી, કરાવે નહી, કરતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

૯ મોટી ચોરી કરે નહી, કરાવે નહી, કરતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

૯ સચિત્ત ચોરી કરે નહી, કરાવે નહી, કરતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

૯ અચિત્ત ચોરી કરે નહી, કરાવે નહી, કરતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

### ચોથા મૈથુનવ્રતના ભાંગા ૨૭.

૯ દેવતાની સ્ત્રી ભોગવે નહી, ભોગાવે નહી, ભોગવતાને ભલો જાણે નહી—મન વચન કાયાથી.

૯ મનુષ્યની સ્ત્રી ભોગવે નહી, ભેગવાવે નહી, ભોગવતાને ભલો જાણે નહી—મન વચન કાયાથી.

૯ તિર્યંચની સ્ત્રી ભોગવે નહી, ભોગવાવે નહી, ભોગવતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાથી.

### પાંચમા પરિગ્રહ વ્રતના ભાંગા ૫૪.

૯ થોડો પરિગ્રહ રાખે નહી, રખાવે નહી, રાખતાને ભલો જાણે નહી—મન, વચન અને કાયાએ.

૯ ઘણો પરિગ્રહ રાખે નહી, રખાવે નહી, રાખતાને ભલો જાણે નહી—મન વચન કાયાએ.

૯ નાનો પરિગ્રહ રાખે નહી, રખાવે નહી, રાખતાને ભલો જાણે નહી—મનવચન અને કાયાએ.

૯ મોટો પરિગ્રહ રાખે નહી, રખાવે નહી, રાખતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

૯ સચિત્ત પરિગ્રહ રાખે નહી, રખાવે નહી, રાખતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

૯ અચિત્ત પરિગ્રહ રાખે નહી, રખાવે નહી, રાખતાને ભલો જાણે નહી—મન વચન અને કાયાએ.

એ પ્રકારે પાંચ મહાવ્રતના ૨૫૨ ભાંગા થયા.

૨૪ પચ્ચખ્ખાણના ભાંગા ઓગણપચાસ—

૯ એક કરણુ એક જોગે—૧ મને કરૂં નહી ૨ વચને કરૂં નહી ૩ કાયાએ કરૂં નહી. ૪ મને કરાવું નહી ૫ વચને કરાવું નહી ૬ કાયાએ કરાવું નહી ૭ મને અનુમોદુ નહી ૮ વચને અનુમોદું નહી. ૯ કાયાએ અનુમોદું નહી.

૯ એક કરણુ બે જોગે—૧ મને વચને કરૂં નહી. ૨ મને કાયાએ કરૂં નહી. ૩ વચને કાયાએ કરૂં નહી. ૪ મને વચને કરાવું નહી. ૫ મને કાયાએ કરાવું નહી ૬ વચને કાયાએ કરાવું નહી. ૭ મને વચને અનુમોદું નહી ૮ મને કાયાએ અનુમોદુ નહી. ૯ વચન ને કાયાએ અનુમોદુ નહી.

૩ એક કરણુને ત્રણ જોગે—૧ મને વચને કાયાએ કરૂં નહી ૨ મને વચને કાયાએ કરાવું નહી, ૩ મને વચને કાયાએ અનુમોદુ નહી.

૯ બે કરણુ એક જોગે—૧ મને કરૂં કરાવું નહી. ૨ વચને કરૂં કરાવું નહી. ૩ કાયાએ કરૂંકરાવું નહી. ૪ મને કરૂં અનુ-મોદુ નહી. ૫ વચને કરૂં અનુમોદુ નહી. ૬ કાયાએ કરૂં અનુમોદુ નહી. ૭ મને કરાવું અનુમોદુ નહી ૮ વચને કરાવું અનુમોદુ નહી. ૯ કાયાએ કરાવું અનુમોદુ નહી.

૯ બે કરણુ બે જોગે—૧ મને વચને કરૂં કરાવું નહી. ૨ મને કાયાએ કરૂં કરાવું નહી, ૩ વચને કાયાએ કરૂં કરાવું

નહી. ૪ મને વચને કરૂં અનુમોદુ નહી. ૫ મને કાયાએ કરૂં અનુમોદુ નહી. ૬ વચને કાયાએ કરૂં અનુમોદું નહી ૭ મને વચને કરાવું અનુમોદું નહી ૮ મને કાયાએ કરાવું અનુમોદું નહી ૯ વચને કાયાએ કરાવું અનુમોદુ નહી.

૩ બે કરણ ત્રણ જોગે–મને વચને કાયાએ કરવું કરાવું નહી. ૨ મન વચન કાયાએ કરૂં અનુમોદુ નહી ૩ મન વચન કાયાએ કરાવું અનુમોદુ નહીં.

૩ ત્રણ કરણ એક જોગે–મને કરૂં કરાવું અનુમોદુ નહી, ૨ વચને કરૂં કરાવું અનુમોદુ નહી, ૩ કાયાએ કરૂં કરાવું. અનુમોદું નહી.

૩ ત્રણ કરણ બે જોગે—૧ મને વચને કરૂં કરાવું અનુમોદુ નહી. ૨ મને કાયાએ કરૂં કરાવું અનુમોદુ નહી ૩ વચને કાયાએ કરૂં કરાવું અનુમોદુ નહી.

૧ ત્રણ કરણ ત્રણ જોગે—મન વચન કાયાએ કરૂં કરાવું અનુમોદુ નહી.

૨૫ ચારિત્ર પાંચ—૧ સામાયિક ચારિત્ર. ૨ છેદોપસ્થાપનીય ચારિત્ર. ૩ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર. ૪ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર. ૫ યથાખ્યાત ચારિત્ર.

૨૬ નય સાત–૧ નૈગમ નય. ૨ સંગ્રહ નય. ૩ વ્યવહાર નય. ૪ રૂજુસુત્ર નય ૫ સમભિરૂઢ નય. ૬ શબ્દ નય. ૭ એવંભૂત નય.

૨૭ નિક્ષેપા ચાર-૧ નામ નિક્ષેપો ૨ સ્થાપના નિક્ષેપો. ૩ દ્રવ્ય નિક્ષેપો ૪ ભાવ નિક્ષેપો.

૨૮ સમકિત પાંચ—૧ ઉપસમ સમકિત. ૨ ક્ષયોપસમ સમકિત ૩ ક્ષાયિક સમકિત. ૪ સાસ્વાદન સમકિત. ૫ વેદક સમકિત.

૨૯ નવ રસ—૧ શ્રૃંગારરસ. ૨ વીરરસ, ૩ કરૂણારસ ૪ હાસ્યરસ, ૫ રૂદ્ર રસ, ૬ નયરસ. ૭ અદ્ભૂતરસ, ૮ શાન્ત રસ. ૯ વિભત્સરસ.

૩૦ અભક્ષ બાવીશ—૧ વડફળ. ૨ પીંપળફળ. ૩ ઉંબરફળ. ૪ કલુંબરફળ. ૫ કઠુંબરફળ. ૬ પાકેલ કેળ ૭ માંસ. ૮ દારૂ. ૯ મધ. ૧૦ માખણ. ૧૧ હીમ. ૧૨ ગીડા ૧૩ તુચ્છ ફળ. ૧૪ બહુબીજ ફળ. ૧૫ અથાણું (બોળો વગેરે) ૧૬ કાચું મોરસ. ૧૭ ઝેર-અફીણ, સોમલ, મોહોરો. ૧૮ માટી. (મુલતાની આદિ) ૧૯ ચલિત રસ, વાસી રોટલી, સીરો, લાપસી વગેરે. ૨૦ અજાણ્યા ફળ, વસ્તુ. વિગેરે ૨૧ રાત્રી ભોજન ૨૨ કંદ મૂળ. આ બાવીશ અભક્ષ શ્રાવકે વર્જવાં.

૩૧ અનુયોગ ચાર--૧ દ્રવ્યાનુયોગ ૨ ગણિતાનુ યોગ. ૩ ચરણકરણાનુયોગ. ૪ ધર્મ કથાનુયોગ.

૩૨ તત્ત્વ ત્રણ—૧ દેવતત્ત્વ ૨ ગુરૂતત્ત્વ ૩ ધર્મતત્ત્વ.

૩૩ સમવાય પાંચ—૧ કાળ. ૨ સ્વભાવ. ૩ નિયત, ૪ કર્મ, ૫ ઉદ્યમ.

૩૪ ત્રણસેને ત્રેસઠ પાખંડીના ભેદ—૧૮૦ ક્રિયાવાદીના ભેદ, ૮૪ અક્રિયાવાદીના ભેદ. ૩૨ વિનયવાદીના ભેદ. ૬૭ અજ્ઞાન વાદીના ભેદ.

૩૫ શ્રાવકના એકવીસ ગુણ— ૧ લજ્યાવંત. ૨ દયાવંત. ૩ શાંતમૂર્તિવંત ૪ પ્રતીતવંત. ૫ પરાયા દોષનો ઢાંકણહાર. ૬ પરોપકારી. ૭ સૌમ્યદૃષ્ટિ વાળો ૮ ગુણગ્રાહી. ૯ ગિરવાઈ વાળો. ૧૦ સહુને વલ્લભ ૧૧ શિષ્ટાચારનો પક્ષી. ૧૨ મિષ્ટવચન બોલે. ૧૩ ઉંડા વિચારવાળો. ૧૪ વિશેષ જ્ઞાનનો જાણનાર ૧૫ શાસ્ત્રનો જાણનાર. ૧૬ ધર્મનો જાણનાર. ૧૭ કીધો ઉપકાર જાણે. ૧૮ નહિ દીન નહિ અભિમાની એવો મધ્યસ્થ સ્વભાવવાળો. ૧૯ સહજસ્વભાવમય વિનયવંત ૨૦ પાપની ક્રિયાથી રહિત, ૨૧ પવિત્ર.



# श्री जिन भुवनने विषे वर्जवानी ८४ आशातना.

૧ પાન સોપારી ખાવી.
૨ પાણી પીવું.
૩ ભોજન કરવું.
૪ પગરખાં પહેરી રાખવાં.
૫ મૈથુન સેવવું.
૬ પથારી કરી સૂવું.
૭ થુંકવું તથા ગળફો નાખવો.
૮ પેસાબ કરસો.
૯ ઝાડે જવું.
૧૦ જુગટું રમવું.
૧૧ અનેક પ્રકારથી ક્રીડા. કરવી. (ખણુવું વિગેરે)
૧૨ કોલાહલ કરવો.
૧૩ ધનુર્વેદાદિ કળાનો અભ્યાસ કરવો.
૧૪ કોગળા કરવા.
૧૫ ગાળ દેવી.
૧૬ શરીર ધોવું.
૧૭ વાળ ઉતારવા.
૧૮ નખ ઉતારવા.
૧૯ લોહી નાંખવું.
૨૦ મીઠાઇ વગેરે નાંખવી.
૨૧ ચામડી ઉતારવી.
૨૨ પિત્ત કાઢવું.
૨૩ ઉલટી કરવી.
૨૪ દાંત કાઢીને નાંખવા.
૨૫ વિસામો લેવો.
૨૬ ગાય ભેંસ બાંધવાં.
૨૭ દાંતનો મેલ નાંખવો.
૨૮ આંખનો મેલ નાંખવો.
૨૯ નખનો મેલ નાંખવો.
૩૦ ગાલનો મેલ નાંખવો.
૩૧ નાકનો મેલ નાંખવો.
૩૨ માથાનો મેલ નાંખવો.
૩૩ કાનનો મેલ નાંખવો.
૩૪ ચામડીનો મેલ નાંખસો.
૩૫ મંત્રાદિ પ્રયોગ કરવો.
૩૬ વિવાહ માટે એકઠા થવું.
૩૭ કાગળ લખવા.
૩૮ થાપણ મુકવી.
૩૯ ભાગ પાડવા.
૪૦ પગ ઉપર પગ.

૪૧ છાણાં થાપવાં.
૪૨ કપડાં સુકવવાં.
૪૩ ધાન્ય સુકવવું.
૪૪ પાપડ સુકવવા.
૪૫ વડીયો કરવી.
૪૬ સંતાઇ જવું.
૪૭ રોવું.
૪૮ વિકથા કરવી.
૪૯ શસ્ત્રાસ્ત્ર ઘડવાં,
૫૦ તિર્યંચ રાખવાં.
૫૧ તાપણી કરવી.
૫૨ રસોઈ કરવી.
૫૩ સોનાદિકની પરીક્ષા કરવી.
૫૪ નિસિહી ન કહેવી.
૫૫ છત્ર ધારણ કરવું.
૫૬ શસ્ત્ર રાખવાં.
૫૭ ચામર વીંજાવવાં.
૫૮ મન એકાગ્ર ન કરવું.
૫૯ મર્દન કરવું.
૬૦ સચિતનો ત્યાગ ન કરવો.
૬૧ અચિત (વસ્ત્રાભરણનો) ત્યાગ કરવો.
૬૩ એક સાડી ઉતરાસન ન કરવું.
૬૪ મુગટ રાખવાં.
૬૫ તોરા રાખવા.
૬૬ પાઘડીનો અવિવેક કરવો.
૬૭ હોડ કરવી.
૬૮ ગેડી દડે રમવું.
૬૯ જુહાર કરવા.
૭૦ ભાંડ ચેષ્ટા કરવી.
૭૧ તિરસ્કાર કરવો.
૭૨ લાંઘવા બેસવું.
૭૩ સંગ્રામ કરવો.
૭૪ કેશનો વિસ્તાર કરવો.
૭૫ પગ બાંધી બેસવું.
૭૬ ચાખડીઓ પહેરવી.
૭૭ પગ લાંબા ઘાલવાં.
૭૮ પીપુડી વગાડવી.
૭૯ કાદવ કરવો.
૮૦ અંગની ધુળ ઉડાવવી.
૮૧ ગુહ્ય ભાગ પ્રગટ કરવો.
૮૨ વેપાર કરવો.
૮૩ વૈદું કરવું.
૮૪ ન્હાવું.

☞ આ આશાતનાઓમાં જઘન્યથી, પહેલી ૧૦ વરજવી.

# બાળોપયોગી પ્રશ્નોત્તર.

## લોકાલોક.

૧ પ્રશ્ન—આ દુનિયાને આપણા શાસ્ત્રમાં શું કહે છે?
ઊત્તર—લોક.

૨ પ્ર—લોકને ફરતું શું છે?
ઊ—અલોક.

૩ પ્ર—અલોકમાં શું છે?
ઉ—એકલું આકાશ છે. બીજું કંઇજ નથી.

૪ પ્ર—લોક અને અલોક બંન્ને મળીને શું કહેવાય છે?
ઉ—લોકાલોક (લોક+અલોક)

---

## પંચ પરમેષ્ઠિની ઓળખ.

૧ પ્ર—લોકાલોક સંપૂર્ણપણે કોણ જાણી દેખી રહ્યા છે?
ઉ—પરમેશ્વર.

૨ પ્ર—આપણે અહીં વાતચીત કરીએ છીએ તે પરમેશ્વર જાણે?
ઉ—હા, તે સર્વ જાણે છે.

૩ પ્ર—સર્વ જાણે તે કેવા કહેવાય? સર્વજ્ઞ.

૪ પ્ર—સર્વજ્ઞ કોને કોને કહેવાય?
ઉ—સિદ્ધ ભગવંતને તથા અરિહંત દેવને.

૫ પ્ર—સિદ્ધ ભગવંત કયાં રહે છે? સિદ્ધ ક્ષેત્રમાં.

૬ પ્ર—સિદ્ધ ક્ષેત્ર કયાં છે?
ઉ—લોકને મસ્તકે, અલોકની નીચે.

૭ પ્ર–સિદ્ધ ભગવંતને કેટલા હાથ હોય?
ઉ–હાથ ન હોય. તેમને શરીર (જે જડ પદાર્થ છે તે) નથી.
૮ પ્ર–સિદ્ધ ભગવંત અહીં ક્યારે આવે?
ઉ–ન આવે, કારણ કે આવવાનું કારણજ નથી.
૯ પ્ર–અરિહંત દેવ એટલે શું? કર્મરૂપ શત્રુને હણનાર.
૧૦ પ્ર–કર્મ એટલે શું?
ઉ–જીવની સાથે રહીને સંસારનાં સુખ દુઃખ આપનાર.
જીવે પૂર્વકાળમાં કરેલાં સારાં નરસાં કૃત્યો.
૧૧ પ્ર–કર્મ કેટલી જાતનાં છે? આઠ જાતનાં.
૧૨ પ્ર–તમે કર્મ દીઠાં છે? ના, તે આપણાથી ન દેખાય.
આપણે સુખી કે દુઃખી થઇએ છીએ તે કર્મ અનુસારે છે.
૧૩ પ્ર–તમને કેટલી જાતનાં કર્મ લાગેલાં છે?
ઉ–આઠ જાતનાં.
૧૪ પ્ર–સિદ્ધ ભગવંત ને? એકે નહિ.
૧૫ પ્ર–અરિહંતદેવ ને કેટલા કર્મ લાગેલાં છે.
ચાર કર્મ.
૧૬ પ્ર–અરિહંત દેવને કેટલા હાથ હોય? બે.
૧૭ પ્ર–તેઓ ખાય શું? અચેત અહાર.
૧૮ પ્ર–સિદ્ધ ભગવંત શું ખાય? કંઇ નહીં.
૧૯ પ્ર–હાલ આ લોકમાં અરિહંત કેટલા છે? વીશ.
૨૦ પ્ર–તેઓ કયા લોકમાં છે? *ત્રીછા લોકમાં.

---

*પશ્ચિમ મહા વિદેહે (જંબુ દ્વીપમાં) અધોગામ વિજય આશ્રી અધોલોકમાં પણ તીર્થંકર છે. પરંતુ બહોળતાએ ત્રીછા લોકમાં કહેવા.

૨૧ પ્ર-ત્રીછાલોકના કયા ક્ષેત્રમાં? મહાવિદેહ ક્ષેત્રમાં.
૨૨ પ્ર-મહાવિદેહ કેટલા છે? પાંચ.
૨૩ પ્ર અરિહંત દેવ મરીને કયાં જાય? મોક્ષે.
૨૪ પ્ર-આપણા ભરતક્ષેત્રમાં છેલ્લા અરિહંત કોણ થયા?
ઉ-મહાવીર પ્રભુ, બીજું નામ વર્ધમાન સ્વામી.
૨૫ પ્ર તેઓ હાલમાં કયાં છે? સિદ્ધ ક્ષેત્રમાં.
૨૬ પ્ર-નવકાર મંત્ર બોલો?
ઉ-નમો અરિહંતાણં; નમો સિદ્ધાણં; નમો આયરિયાણં;
નમો ઉવજ્ઝાયાણં; નમો લોએ સવ્વ સાહૂણં.
૨૭ પ્ર-નમો એટલે શું? નમસ્કાર હોજો.
૨૮ પ્ર-અરિહંતાણં એટલે શું? અરિહંત દેવને.
૨૯ પ્ર-સિદ્ધાણં એટલે શું? સિદ્ધ ભગવંતને.
૩૦ પ્ર-અરિહંત અને સિદ્ધ એ બેમાં મોટા કોણ? સિદ્ધ.
૩૧ પ્ર-ત્યારે અરિહંતને પ્રથમ નમસ્કાર શા માટે કરીએ?
સિદ્ધને ઓળખાવનાર આપણા પ્રત્યક્ષ ગુરૂ છે માટે.
૩૨ પ્રશ્ન--અરહિંત કેવા હોય? સાધુજીના જેવા.
૩૩ પ્ર.--સિદ્ધ ભગવંત કેવા છે? નિરંજન, નિરાકાર.
૩૪ પ્ર.--નિરંજન એટલે શું?
ઉ૦-જેને કર્મરૂપી અંજન-મેલ નથી તે.
૩૫ પ્ર૦-નિરાકાર એટલે શું?
ઉ૦-જેને આકાર નહિ તે.
૩૬ પ્ર૦-નમો આયરિયાણં એટલે શું? આચાર્યજીને નમસ્કાર.

૩૭ પ્ર૦—આચાર્ય કોને કહેવાય ?

ઉ૦—પોતે શુદ્ધ આચાર પાળે અને બીજાને પળાવે તે.

૩૮ પ્ર૦—આચાર્યમાં કેટલા ગુણ હોય ? છત્રીશ.

૩૯ પ્ર૦—અરહિંતમાં કેટલા ગુણ હોય ? બાર.

૪૦ પ્ર૦—આચાર્ય મોટા કે અરહિંત ? અરહિંત.

૪૧ પ્ર૦—સિદ્ધ ભગવંતમાં કેટલા ગુણ હોય ? આઠ.

૪૨ પ્ર૦—નવકાર મંત્રના ચોથા પદમાં કોને નમસ્કાર કરવાનું કહ્યું છે ? ઉ૦-ઉપાધ્યાયજીને.

૪૩ પ્ર૦—ઉપાધ્યાય કોને કહેવાય ?

ઉ૦—શુદ્ધ સૂત્રાર્થ પોતે ભણે અને બીજાને ભણાવે તેને.

૪૪ પ્ર૦—આપણી નિશાળમાં કોણ ઉપાધ્યાય ? કોઈ નહિ.

ધર્મનું જ્ઞાન આપે છે તે ધર્મ ગુરૂ છે.

૪૫ પ્ર૦—ઉપાધ્યાયજીમાં કેટલા ગુણ હોય ? પચીશ.

૪૬ પ્ર૦—ઉપાધ્યાય મોટા કે આચાર્ય ? આચાર્ય.

૪૭ પ્ર૦—નવકારનું પાંચમું પદ બોલો !

ઉ૦—નમો લોએ સવ્વસાહૂણં.

૪૮ પ્ર૦—લોએ એટલે ? લોકમાં.

૪૯ પ્ર૦ સવ્વસાહૂણં એટલે ?

ઉ૦—સર્વ સાધુજીને. ( પાંચમાં પદનો અર્થ એવો કે કે લોકમાં જેટલા સાધુ છે તે સર્વને નમસ્કાર. )

૫૦ પ્ર૦ સાધુજીમાં કેટલા ગુણ હોય ? સતાવીશ.

૫૧ પ્ર૦-નવકાર મંત્રમાં કેટલાને નમસ્કાર કરવાનું કહ્યું છે?
ઉ૦-પાંચને.

૫૨ પ્ર૦-કયા પાંચ?
ઉ૦-અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજી.

૫૩ પ્ર૦-એ પાંચે મળીને શું કહેવાય? પંચ પરમેષ્ઠિ.

૫૪ પ્ર૦-પંચ પરમેષ્ઠિના કેટલા ગુણ? ૧૦૮.

૫૫ પ્ર૦-પંચ પરમેષ્ઠિમાં સાધુપણું કોણ કોણ પાળે છે?
ઉ૦-અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજી.

૫૬ પ્ર૦-સિદ્ધ ભગવંત શું કરે છે?
ઉ૦-આનંદ. અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે.

૫૭ પ્ર૦-પંચ પરમેષ્ઠિમાં માણસ કેટલા?
ઉ૦-ચાર. ( સિદ્ધ ભગવંત સિવાય. )

---

## જીવતત્ત્વ તથા અજીવતત્ત્વ.

૧ પ્ર-આપણા શરીરઉપર અગ્નિનો તણખો પડે તો શું થાય?
ઉ૦-વેદના થાય, દઝાય.

૨ પ્ર૦-માણસ મરી જાય પછી તેના શરીરને શું કરે છે?
ઉ૦-અગ્નિમાં સળગાવી દે છે.

૩ પ્ર૦-તેને વેદના નહિ થતી હોય?
ઉ૦-ના, તેને વેદના ન થાય.

૪ પ્ર૦-શા માટે ન થાય? તેમાં જીવ નથી રહ્યો માટે.

૫ પ્ર૦-ક્યાંસુધી આપણને સુખદુઃખ જાણવામાં આવે છે ?
ઉ૦-શરીરમાં જીવ છે ત્યાં સુધી.

૬ પ્ર૦-ત્યારે સુખદુઃખ કોણ જાણે છે? શરીર કે જીવ?
ઉ૦-જીવ સુખ દુઃખ જાણે છે.

૭ પ્ર૦-તમે જીવ દીઠો છે ?
ઉ૦-ના, તે આપણાથી દેખી શકાતો નથી, તે અરૂપી છે.

૮ પ્ર૦ શરીરમાં જીવ કઈ જગાએ રહેતો હશે ?
ઉ૦-આખા શરીરમાં (સર્વાંગે) જીવ વ્યાપી રહ્યો છે.

૯ પ્ર૦-કોની પેઠે? તલમાં તેલ રહે છે તેની પેઠે.

૧૦ પ્ર૦-જીવ મરે કે નહિ? કદિ નહિ.

૧૧ પ્ર૦-ત્યારે મરી જવું એટલે શું ?
ઉ૦-શરીરમાંથી જીવનું જતાં રહેવું, જીવ કાયાનું જુદું પડવું.

૧૨ પ્ર૦-જીવ શરીર છોડીને ક્યાં જાય છે ?
ઉ૦-બીજા શરીરમાં ઉપજે.

૧૩ પ્ર૦-બધા જીવને બીજા શરીરમાં ઉપજવું પડે ?
ઉ૦-સિદ્ધ થાય તેમને બીજા શરીરમાં ઉપજવું ન પડે.

૧૪ પ્ર૦-જીવ લોકમાં ઝાઝા છે કે અલોકમાં ?
ઉ૦-અલોકમાં એકલું આકાશ છે; ત્યાં જીવ એક પણ નથી. લોકમાં અનંતા જીવ ભર્યા છે.

૧૫ પ્ર૦-લોકમાં જીવ વગરનું કોઇ પણ સ્થળ હશે ?
ઉ૦-ના, એક સોયના અગ્ર ભાગ જેટલી પણ આ લોકમાં જીવ વિનાની ખાલી જગા નથી.

૧૬ પ્ર૦–જીવનું બીજું નામ શું? આત્મા.

૧૭ પ્ર૦–હાથીનો આત્મા મોટો કે કીડીનો? આત્મા તમામના સરખાજ છે.

૧૮ પ્ર૦–હાથી મરીને કીડી થાય તો તેનો જીવ એવડા નાના શરીરમાં કેમ સમાઈ શકે?

ઉ૦–એક દીવો આખા ઓરડામાં અજવાળું આપે છે; પણ તેજ દીવા ઉપર એક વાસણ ઢાંકીએ તો તેટલાજ ભાગમાં તેનું અજવાળું સમાઈ જાય છે. તેવી રીતે જીવ પણ શરીર પ્રમાણે વ્યાપીને રહે છે.

૧૯ પ્ર૦–જીવ આપણા દેખવામાં આવે છે કે નહિ?

ઉ૦–ના, તે અરૂપીછે.

૨૦ પ્ર૦–ત્યારે આપણે જે જે ચીજો જોઈ શકીએ તે બધી કેવી કહેવાય? રૂપી–અજીવ.

૨૧ પ્ર૦–જીવ અને અજીવમાં શો ફેર?

ઉ૦–જીવનું ચૈતન્ય લક્ષણ છે; અને અજીવ અચેતન એટલે જડ છે.

૨૨ પ્ર૦–આપણું શરીર જીવ કે અજીવ? અજીવ.

૨૩ પ્ર૦–ત્યારે જડપદાર્થ પોતાનીમેળે હાલીચાલી કેમ શકે?

ઉ૦–તેમાં જીવ હોય ત્યાં સુધી તે જીવની શક્તિથી હાલી ચાલી શકે; જીવ ગયે તેનાથી કશુંએ ન થાય.

૨૪ પ્ર૦–સર્વ પદાર્થોનો કયા બે તત્ત્વમાં સમાવેશ થઈજાયછે?

ઉ૦–જીવ તત્ત્વ અને અજીવ તત્ત્વમાં; અથવા ચેતન અને જડમાં.

# સચેત અચેતની સમજણ.

૧ પ્ર૦-સાધુ પાણી કેવું વાપરે ?
ઉ૦-અચેત એટલે જીવ વગરનું.

૨ પ્ર૦-કુવા, નદી, તળાવ વગેરેનું પાણી કેવું હોય ?
ઉ૦-સચેત એટલે જીવવાળું.

૩ પ્ર૦-પાણીના એક ટીપામાં કેટલા જીવ હોય ?
ઉ૦-અસંખ્યાતા.

૪ પ્ર૦-અસંખ્યાતા એટલે ? ગણ્યા ગણાય નહિ.

૫ પ્ર૦-ગણી શકાય તે કેટલા કહેવાય ? સંખ્યાતા.

૬ પ્ર૦-વરસાદનું પાણી કેવું હોય ? સચેત.

૭ પ્ર૦-પાણી સચેત હોય તે અચેત શાથી થાય ?
ઉ૦-ગરમ થવાથી અથવા તેમાં અચેત કરી શકે તેવી બીજી વસ્તુ મળવાથી.

૮ પ્ર૦-પાણીને અચેત કરી શકે તેવી વસ્તુ કઇ ?
ઉ૦ રાખ, ચોખા ઉપરની રજ, દ્રાક્ષ, કેરી વગેરે. (ચોખા દ્રાક્ષ, કેરી, વગેરે ધોવાતાં પાણી અચેત થઈ જાય છે)

૯ પ્ર૦-સાધુજી સચેત પાણી શા માટે નથી વાપરતા?
ઉ૦-પાણીના જીવની દયાને ખાતર.

૧૦ પ્ર૦-પાણીના જીવની દયાને ખાતર બીજું શું કરે છે?
ઉ૦-વરસાદના દહાડામાં એકજ ગામમાં રહે છે અને વરસતા વરસાદમાં ગોચરી કરવા પણ જતા નથી.

૧૧ પ્ર૦-સાધુ ખોરાક કેવો ખાય ? અચેત.

૧૨ પ્ર૦–રોટલા રોટલી સચેત કે અચેત? અચેત.

૧૩ પ્ર૦–શાક ભાજી સચેત કે અચેત?

ઉ૦–કાચી લિલોત્રી સચેત હોય, રાંધેલી અચેત કહેવાય.

૧૪ પ્ર૦–રાંધવાથી અચેત કેમ થાય છે?

ઉ૦–ચુલા માંહેની અગ્નિ લાગવાથી તેના જીવો મરી જાય છે * અને નવા ઉપજતા નથી.

૧૫ પ્ર૦–કાચી લિલોત્રી સાધુને કલ્પે?

ઉ૦–ના; તે સચેત છે માટે ન કલ્પે.

૧૬ પ્ર૦–કાચું અનાજ સાધુને કલ્પે?

ઉ૦–અચેત કલ્પે; પણ સચેત હોય તે ન કલ્પે.

૧૭ પ્ર૦–સચેત અચેત અનાજ કેમ પરખી શકાય?

ઉ૦-જે અનાજ વાવવાથી ઉગે તેવું હોય તે સચેત.

૧૮ પ્ર૦-ચોખા સચેત કે અચેત.

ઉ૦–અચેત; કારણ કે તે વાવ્યા ઉગતા નથી.

૧૯ પ્ર૦–જુવાર, બાજરી, ઘઉં, મગ, ચણા, અડદ, મઠ, મકાઇ, વગેરે સચેત કે અચેત? સચેત.

૨૦ પ્ર૦–અડદની દાળ કાચી હોય તે સચેત કે અચેત?

ઉ૦–અચેત; કારણ કે કોઈ પણ કઠોળની દાળ વાવી ઉગતી નથી.

---

* અહીં શિક્ષકે વિદ્યાર્થીને સમજાવવું કે સાધુ કોઇ એવું ઇચ્છતા નથી કે મારે માટે કોઈ રસોઈ પકવે અગર સચેત વસ્તુને અચેત કરી મને આપે, અચેત થએલી વસ્તુ તૈયાર પડી હોય અને સાધુ આવી વ્હોરે તો યોગ્ય લાગે તો લે છે.

૨૧ પ્ર૦–લોટ સચેત કે અચેત? અચેત.

૨૨ પ્ર૦–કેવાં લોટ દાળ સચેત કહેવાય અને સાધુને ન કલ્પે?
ઉ૦ તરતનાં દળેલાં અથવા ભરડેલાં લોટ દાળ સચેત કહેવાય ને સાધુને લેવાં કલ્પે નહિ, લેવાની જરૂર પણ નહિ.

૨૩ પ્ર૦ કાચું મીઠું સચેત કે અચેત? સચેત.

૨૪ પ્ર૦–મીઠામાં કેવા જીવો હોય? પૃથ્વીકાય.

૨૫ પ્ર૦–પૃથ્વીકાય જીવો બીજા શેમાં હોય?
ઉ–ખારો, માટી, પત્થર, હીંગળો, હરતાળ, ગેરૂ, ગોપીચંદન, રત્ન, પરવાળાં વગેરેમાં.

૨૬ પ્ર૦ જુવારના દાણા જેટલી પૃથ્વીકાય લેઈએ તો તેમાં કેટલા જીવો હોય? અસંખ્યાતા.

૨૭ પ્ર૦–પાણીમાં કેવા જીવો રહેલા છે? અપકાય.

૨૮ પ્ર૦–લીલોતરીમાં કેવા જીવો? વનસ્પતિ કાય.

૨૯ પ્ર૦–વનસ્પતિ કાય જીવો શેમાં શેમાં હોય છે?
ઉ૦–ઝાડ, છોડ અને વેલાનાં મૂળ, થડ, ડાળાં, ડાળખાં, છાલ, પાંદડાં ફુલ, ફળ, બીજ વગેરેમાં વનસ્પતિકાય જીવો હોય છે.

૩૦ પ્ર૦–વનસ્પતિકાયના મુખ્ય કેટલા ભેદ છે?
ઉ૦–બે; પ્રત્યેક વનસ્પતિ અને સાધારણ વનસ્પતિ.

૩૧ પ્ર૦–પ્રત્યેક વનસ્પતિ કોને કહેવાય?
ઉ૦–શરીરે શરીરે એકેકો જીવ હોય તે પ્રત્યેક.

૩૨ પ્ર૦—સાધારણ વનસ્પતિ કોને કહેવાય?
ઉ૦—અનંતા જીવોનું એક શરીર હોય તેને (કંદમૂળ.)
૩૩ વનસ્પતિમાં કેટલા જીવ છે?
ઉ૦—કુણીમાં અનંતા, કાચીમાં અસંખ્યાતા ને પાકીમાં સંખ્યાતા જીવ હોય છે.
૩૪ પ્ર૦—સાધુને પાકી કેરી વ્હોરાવાય?
ઉ૦—આખી કેરી સાધુને લેવી ન કલ્પે; કારણ કે તેની ગોટલીમાં જીવ છે.
૩૫ પ્ર૦—સાધુને પાકી કેરીનો રસ વ્હોરાવાય? હા.
૩૬ પ્ર૦—સાધુને ઘી ઉનું ખપે કે થીણું? બેઉ.
૩૭ પ્ર૦—સાધુને તેલ લેવું કલ્પે? હા.
૩૮ પ્ર૦—સાધુને દુધ, દહીં અને છાસ કલ્પે?
ઉ૦-હા; તે પણ અચેત હોય છે માટે કલ્પે, દુધ ગરમ ખપે
૩૯ પ્ર૦—સાધુને ખારો લેવો કલ્પે?
ઉ૦—ના; તે સચેત ગણાય.
૪૦ પ્ર૦—સાધુને સાકર, ખાંડ, ગોળ લેવાં કલ્પે? હા,
૪૧ પ્ર૦—અચેત વસ્તુ સાધુજીથી ક્યારે ન વ્હોરી શકાય?
ઉ૦—અસુઝતી હોય ત્યારે.
૪૨ પ્ર૦—અસુઝતી કોને કહેવાય?
ઉ૦—અચેત વસ્તુ સચેત વસ્તુને લાગેલી હોય; અથવા વ્હોરાવવા જતાં સચેત વસ્તુનો સ્પર્શ થઈ ગયો હોય તો અચેત વસ્તુ પણ સાધુને લેવી કલ્પે નહિ.

૪૩ પ્ર૦-સાધુજીને વ્હોરાવતી વખતે આપણે કયી કયી વસ્તુને અડકવું નહિં.

ઉ૦-પૃથ્વી કાય, અપકાય તથા વનસ્પતિકાય જીવો જે વસ્તુમાં છે તે વસ્તુને તથા અગ્નિને અડકવું નહિ, તેમજ ફુંક મારીને કાંઈ ચીજ આપવી નહિ.

૪૪ પ્ર૦-અગ્નિ ને શા માટે અડકવું નહિ?

ઉ૦-તેના એક તણખામાં અસંખ્યાતા જીવ હોય છે.

૪૫ પ્ર૦ તે કેવા જીવ કહેવાય? અગ્નિકાય અથવા તેઉકાય.

૪૬ પ્ર૦-સાધુને વ્હોરાવતાં ફુંક શા માટે ન મારવી?

ઉ૦-ફુંકવાથી વાયરાના જીવો હણાય છે માટે.

૪૭ પ્ર૦-વાયરાના જીવો કેવા કહેવાય? વાઉકાય.

૪૮ પ્ર૦-વાયરાના જીવો શાથી હણાય છે?

ઉ૦-ઉઘાડે મુખે બોલવાથી, ઝાપટ નાખવાથી, હીંચકવાથી વગેરે ક્રિયાઓથી.

૪૯ પ્ર૦-એકવાર ઉઘાડે મોંઢે બોલવાથી કેટલાક જીવો હણાય?

ઉ૦—અસંખ્યાત.

૫૦ પ્ર૦-પૃથ્વીકાય, અપકાય, તેઉકાય અને વનસ્પતિકાય એટલે શું?

ઉ૦–પૃથ્વીકાય એટલે પૃથ્વીના જીવો, અપકાય એટલે પાણીના જીવો, તેઉકાય એટલે અગ્નિના જીવો. વાઉકાય એટલે વાયરાના જીવો અને વનસ્પતિકાય એટલે વનસ્પતિના જીવો. *

## ત્રસ અને સ્થાવર જીવો

૧ પ્ર૦–પૃથ્વીના, પાણીના, અગ્નિના, વાયરાના અને વનસ્પતિના એ પાંચે જાતના જીવો પોતાની મેળે હાલી ચાલી શકે ખરા? ના.

૨ પ્ર૦-જે જીવો પોતાની મેળે હાલીચાલી શકે નહિ તે જીવો કેવા કહેવાય? સ્થાવર.

૩ પ્ર૦-જે જીવો પોતાની મેળે હાલી ચાલી શકે તે કેવા કહેવાય? ત્રસ.

* અહીં શિક્ષકે વિદ્યાર્થીઓના મનમાં સજ્જડ ઠસાવવું જોઇએ કે પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને વનસ્પતિમાં જીવ છે, એ વાત કાંઇ ગુપ્ત નથી; કારણ કે તે દરેકને વધવા–ઘટવાપણું છે અર્થાત 'લાગણી' છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. પશ્ચિમના લોકોએ પ્રયોગો કરીને એ દરેકમાં જીવ હોવાની ખાત્રી કરી છે. આપણા એક બંગાળી શોધકે હમણાંજ શોધ કરી છે કે ધાતુ પણ સચેત છે. આમ વીતરાગ અથવા પક્ષપાત વગરના પ્રભુની વાણી આપણે માત્ર અંધ શ્રદ્ધાથીજ માનવાની નથી પણ ખરેખરી છે માટેજ માનીએ છીએ–એમ કહી શ્રદ્ધા બેસાડવી.

૪ પ્ર૦–તમે ત્રસ કે સ્થાવર! ત્રસ.

૫ પ્ર૦–હાથી, ઉંટ, ગાય, ભેંસ વગેરે ત્રસ કે સ્થાવર? ત્રસ.

૬ પ્ર૦–માંખી, મંકોડા વગેરે ત્રસ કે સ્થાવર? ત્રસ.

૭ પ્ર૦-લીમડો ત્રસ કે સ્થાવર? સ્થાવર.

૮ પ્ર૦ પાણીના જીવો ત્રસ કે સ્થાવર? સ્થાવર.

૯ પ્ર૦ કબાટ ત્રસ કે સ્થાવર?
ઉ૦-કબાટમાં જીવ નથી; માટે તે ત્રસ કે સ્થાવર કાંઈ નહિ.

૧૦ પ્ર૦-મીઠાના જીવ? સ્થાવર.

૧૧ પ્ર૦ પોરા? ત્રસ.

૧૨ પ્ર૦–ઘડીયાળ? તેમાં જીવ નથી.

૧૩ પ્ર૦-જીવના મોટા ભેદ કેટલા? બે, ત્રસ અને સ્થાવર.

૧૪ પ્ર૦-સ્થાવરના કેટલા ભેદ?
ઉ૦-પાંચ–પૃથ્વી, અપ, તેઉ, વાઉ અને વનસ્પતિ.

૧૫ પ્ર૦–કુલ કેટલી કાયના જીવો છે?
ઉ૦–છ કાયના જીવો છે. પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય (પાંચ સ્થાવર) અને ત્રસકાય.

---

## શ્રીમહાવીર શાસન.

૧ પ્ર૦–આપણે કયો ધર્મ પાળીએ છીએ? જૈન ધર્મ.

૨ પ્ર૦–'જૈન' નામ શાથી પડયું?
ઉ૦ જીન પરમાત્માએ સ્થાપ્યો તેથી જૈન ધર્મ કહેવાય છે

૩ પ્ર૦–જીન એટલે શું ? રાગ દ્વેષના જીતનાર.

૪ પ્ર૦–જીનનું બીજું નામ શું ?
ઉ૦-તીર્થંકર અથવા અરિહંત અથવા વીતરાગ.

૫ પ્ર૦–આપણે કયા તીર્થંકરના શાસનમાં છીએ ?
ઉ૦–ચોવીશમા શ્રી મહાવીર સ્વામિના શાસનમાં.

૬ પ્ર૦-શ્રી મહાવીર પ્રભુનાં માતુશ્રીનું નામ શું ?
ઉ૦ ત્રિશલા દેવી.

૭ પ્ર૦-શ્રી મહાવીરના પિતાનું નામ શું ?
ઉ૦-સિદ્ધાથ રાજા.

૮ પ્ર૦-તેઓ કેવી જ્ઞાતે હતા ? ક્ષત્રીય.

૯ પ્ર૦-સિદ્ધાથ રાજાની રાજધાની કયા શહેરમાં હતી ?
ઉ૦–ક્ષત્રીકુંડ નગરમાં.

૧૦પ્ર૦-સિદ્ધાર્થ રાજાને કેટલા કુંવર હતા ? બે.

૧૧ પ્ર૦–તેમનાં નામ શું ?
ઉ૦-મોટા નંદીવર્ધન અને નાના શ્રીવર્ધમાન સ્વામિ અથવા શ્રીમહાવીર.

૧૨ પ્ર૦-મહાવીર સ્વામિના શરીરનો વર્ણ કેવો હતો ? સોના જેવો.

૧૩ પ્ર૦–મહાવીર સ્વામિનું દેહમાન કેટલું હતું ? સાત હાથ.

૧૪ પ્ર૦–દેહમાન એટલે શું ? શરીરનું માપ, ઉંચાઈ.

૧૫ પ્ર૦–મહાવીર સ્વામિનું આયુષ્ય કેટલું હતું ? ૭૨ વર્ષ.

૧૬ પ્ર૦ તેમણે કેટલા વર્ષની ઉમરે દિક્ષાલીધી ? ૩૦ વર્ષની.

૧૭ પ્ર૦–દિક્ષા લીધા પછી ધર્મ ક્યારે પ્રરૂપ્યો ?

ઉ૦–સાડાબાર વર્ષ અને એક પખવાડીએ–કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી.

૧૮ પ્ર૦–કેવળજ્ઞાન એટલે શું ? સંપૂર્ણ જ્ઞાન.

૧૯ પ્ર૦–કેવળજ્ઞાન ઉત્પન્ન થવાથી ભગવંતે શું કીધું ?

ઉ૦–કેવળજ્ઞાને કરીને લોકમાં અનેક પ્રકારના ત્રસ અને સ્થાવર જીવોને દુઃખી થતા જાણીને તેઓને દુઃખોથી મૂકત કરવા માટે મોક્ષમાર્ગ દેખાડયો અને અનેક જીવોને સંસાર સમુદ્રથી તાર્યાં; અનંત જીવોની દયાનો પાલક સાધુવર્ગ ઉત્પન્ન કર્યો, દાનાદિક ઉત્તમ ગુણોથી અલંકૃત શ્રાવક વર્ગ ઉભો કર્યો, અને તેમના માટે અપૂર્વ જ્ઞાનના ભંડાર રૂપ શાસ્રો ગુંથી શકે તેવું ઉત્કૃષ્ટ જ્ઞાન અને ત્રિપદી વિદ્યા ગણધર દેવને આપીને ત્રીશ વર્ષ કેવળ દીક્ષા પાળી સિદ્ધ ગતિ પામ્યા.

**બોલો શ્રી મહાવીર પ્રભુની જય.**

# ઉત્તમ ગૃહસ્થ.

સંસારમાં રહ્યા છતાં પણ ઉત્તમ શ્રાવકો ગૃહસ્થાશ્રમથી આત્મસાધનને સાધે છે, તેઓનો ગૃહાશ્રમ પણ વખણાય છે. તે ઉત્તમ પુરૂષ સામાયિક, ક્ષમાપના, ચોવિહાર, પ્રત્યાખ્યાન વગેરે યમ નિયમને સેવે છે. પરપત્ની ભણી મા બહેનની દૃષ્ટિ રાખે છે. સત્પાત્રે યથાશક્તિ દાન દે છે. શાંત મધુરી અને કોમળ ભાષા બોલે છે. સત્ શાસ્ત્રનું મનન કરે છે.

બને ત્યાંસુધી આજીવિકામાં પણ માયાકપટ ઇત્યાદિ કરતા નથી. સ્ત્રી, પુત્ર, માત, તાત, મુનિ અને ગુરૂ એ સઘળાંને યથાયોગ્ય સન્માન આપે છે. મા બાપને વિનયથી ધર્મનો બોધ આપે છે. યત્નાથી ઘરની સ્વચ્છતા, રાંધવું, સીંધવું, શયન વગેરે રખાવે છે. પોતે વિચક્ષણતાથી સ્ત્રી, પુત્રને વિનયી અને ધર્મી કરે છે. કુટુંબમાં સંપની વૃદ્ધિ કરે છે. આવેલા અતિથિનું યથાયોગ્ય સન્માન કરે છે. યાચકને ક્ષુધાતુર રાખતો નથી. સત્ પુરૂષોનો સમાગમ અને તેઓનો બોધ ધારણ કરે છે.

સમર્યાદ અને સંતોષ યુક્ત નિરંતર વર્તે છે. યથાશક્તિ શાસ્ત્ર સંચય ઘરમાં રાખે છે. અલ્પ આરંભથી વ્યવહાર ચલાવે છે. આવો ગ્રહસ્થાવાસ ઉત્તમ ગતિનું કારણ થાય એમ જ્ઞાનીઓ કહે છે.

શ્રી મોક્ષમાળા.

## શ્રાવકના ગુણ.

સદ્દગુરૂ કહે નિસુણો ભવિ લોક, ધર્મ વિના ભવ હોએ ફોક;
ગુણ વિણ ધર્મ કોઓ પણ તથા, અંક વિના મીંડાં હોય યથા.
ધર્મ રયણને તેહજ યોગ, જેહને અંગે ગુણ આભોગ;
શ્રાવકના ગુણ તે એકવીશ, સૂત્રે ભાખ્યા શ્રી જગદીશ.
પહેલે ગુણે છલછલિઓ ન હોય, બીજે ઇંદ્રિય પટુતા જોય,
ત્રીજે સૌમ્ય સ્વભાવી જાણ, ચોથે લોકપ્રિય શુભવાણ.
ચિત્ત સંકલેશ તજે પાંચમે, છઠ્ઠું અપયશથી વીરમે;
પરને વંચક નહિ સાતમે, દાક્ષિણવંત હોયે આઠમે.
લજ્જાવંત નર નવમે કહ્યો, કરૂણાકારી દશમે લહ્યો;
એકાદશમે હોય મધ્યસ્થ, દ્વાદશમે ગુણ રાગી પ્રશસ્ત.
ધર્મ કથા વલ્લભ તેરમે, શુભ પરિવાર સહિત ચઉદમે;
ઉત્તર કાલે નિજ હિતકાર, કરે કાજ પન્નરમે વિચાર.
ષોડશમે ગુણ દોષ વિશેષ, જાણે નિજપર સમવડ લેખ;
સદાચાર જ્ઞાનાદિક વૃદ્ધ, સત્તરમે સેવે તે સિદ્ધ.
અઢારમે ગુણવંત મહંત, તેહનો વિનય કરે મન ખંત,

ન વિસારે કીધો ઉપકાર, શ્રાવક ગુણ ઓગણીશમો સાર.
મનની સુહ સાધે પર અર્થ, વીશમાં ગુણના ધારો અર્થ;
ધર્મ કાર્ય કરવે હોય દક્ષ, એકવીશમો ગુણ એ પ્રત્યક્ષ.
એ માંહેલા ઓગણીશ વિરતિ, શ્રાવક ધર્મની નહીં પ્રતિપતિ.
ચોથા ચઉદશમાં ગુણ વિના, અંગિકર્યો પણ હારે જના.
તે માટે ગુણ અંગે ધરો, જિમ શ્રાવકપણુ સુધું વરો,
પંડિત શાંતિવિજયનો શિષ્ય, માનવિજય કહે ધરી જગીશ.

## શ્રાવકની કરણી.

શ્રાવક તું ઊઠે પરભાત, ચાર ઘડી લે પાછલી રાત,
મનમાં સમરે શ્રી નવકાર, જીમ પામે ભવ સાયર પાર. ૧
કવણ દેવ કરણ ગુરૂ ધર્મ, કવણ અમારૂં છે કુલ કર્મ,
કવણ અમારો છે વ્યવસાય, એવું ચિંતવજે મનમાંય. ૨
સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મની હુડે ધરજે બુદ્ધ,
પડિક્કમણું કરે રયણી તણું, પાતિક આલોઇ આપણું ૩
કાયા શકતે કરે પચ્ચખાણ, શુદ્ધિ પાળે જીનની આણ,
ભણજે ગણજે સ્તવન સજઝાય, જિણ હુંતી નિસ્તારો થાય. ૪
ચીતારે નિત્ય ચઉદે નીમ, પાળે દયા જીવંતા સીમ,
દેહરે જઇ જુહારે દેવ, દ્રવ્ય ભવથી કરજે સેવ. ૫
પૂજા કરતાં લાભ અપાર, પ્રભુજી મ્હોટા મુક્તિદાતાર
જે ઉથાપે જીનવર દેવ, તેહને નવ દંડકની ટેવ. ૬
પોશાળે ગુરૂવંદને જાય, સુણજે વખાણ સદા ચિત્ત લાય,
નિર્દુષણ સૂજંતો આહાર, સાધુને દેજે સુવિચાર. ૭

સાહામિવચ્છલ કરજે ઘણું, સગપણ મોહટું સાહામી તણું,
દુઃખીયા હીણા દીનને દેખ, કરજે તાસ દયા સુવિશેષ. ૮
ઘર અનુસારે દેજે દાન, મોહોટાસું મ કરે અભિમાન,
ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન ચુકીશ એકે ઘડી. ૯
વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર,
મ ભરજે કેની કુડી સાખ કુડાંજનસું કથન મ ભાખ. ૧૦
અનંતકાય કહ્યાં બત્રીશ, અભક્ષ બાવીશ વિશ્વાવીશ,
તે ભક્ષણ નવિ કીજે કીમે, કાચાં કુણાં ફળ મત જીમે. ૧૧
રાત્રી ભોજનના બહુ દોષ, જાણીને કરજે સંતોષ,
સાજી, સાબુ લોહને ગળી, મધુ ધાવડી મત વેચો વળી. ૧૨
વળી મ કરાવે રંગણ પાસ, દુષણ ઘણાં કહ્યાં છે તાસ,
પાણી ગળજે બે બેવાર. અણગળ પીતાં દોષ અપાર. ૧૩
જીવાણીના કરજે યત્ન, પાતક છંડી કરજે પુણ્ય,
છાણાં ઇંધણ ચૂલો જોઇ, વાવરજે જીમ પાપ ન હોય. ૧૪
ધૃતની પેરે વાવરજે નીર, અણગળ નીર મ ધોઇશ ચીર,
બારે વ્રત સુધાં પાળજે, અતિચાર સઘળાં ટાળજે. ૧૫
કહ્યાં પંદરે કર્માદાન, પાપ તણી પરહરજે ખાણ;
માથે મ લેજે અનર્થ દંડ, મિથ્યા મેલ મ ભરજે પિંડ. ૧૬
સમકિત શુદ્ધ હૈડે રાખજે, બોલ વિચારીને ભાખજે,
પાંચ તિથિ મ કરીશ આરંભ. પાળો શીયળ તજો મન દંભ. ૧૭
તેલ, તક્ર, ધૃત, દુધ ને દહીં, ઉઘાડાં મત મેલો સહી,
ઉતમ ઠામે ખરચો વિત્ત, પર ઉપકાર કરો શુભ ચિત્ત. ૧૮

દિવસચરિમ કરજે ચોવિહાર, ચાર આહાર તણો પરિહાર,
દિવસ તણા આલોઇએ પાપ, જિમ ભાંજે સઘળાં સંતાપ. ૧૯
સંધ્યાયે આવશ્યક સાચવે, જીનવર ચરણ શરણ ભવભવે,
ચારે શરણ કરી દ્રઢ હોય, સાગારી અણસણ લે સોય. ૨૦
કરે મનોરથ મન એહવા, તીર્થ શંત્રુજય જાયવા,
સમેતશિખર આબુ ગિરનાર, ભેટીશ હું ધન ધન અવતાર. ૨૧
શ્રાવકની કરણી છે એહ, એહથી થાએ ભવનો છેહ,
આઠે કર્મ પડે પાતળાં, પાપ તણાં છૂટે આમળા.
વારૂ લહિયે અમર વિમાન, અનુક્રમે પામે શીવપુર ઠામ,
કહે જિનહર્ષ ઘણે સસનેહ, કરણી દુઃખ હરણી છે એહ. ૨૩

---

કદિ આફત વાદળ શીર પડે,
કદિ મિત્ર વિયોગનું દુઃખ નડે.
કદિ સંપત જાય બધીયે ભલે,
પણ સત્ય સદા ધરજો હૃદયે.

## પચ્ચખ્ખાણ.

### નમુક્કાર સહિઅં—પચ્ચખાણ.

સૂરે ઉગ્ગએ નમુક્કારસહિઅં પચ્ચખ્ખાઇ, ચઉવ્વિહં પિ આહારં અસણં, પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં વોસિરઈ.

### પોરિસિ—સાઢ્ઢપોરિસિ પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ પોરિસિં સાઢ્ઢ પોરિસિં પચ્ચખ્ખાઈ ચઉવ્વિહંપિ આહારં અસણં, પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણ દિસામોહેણં, સાહુવયણેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ.

### તિવિહાર ઉપવાસ—પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચખ્ખાઇ તિવિહંપિ આહારં, અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પારિઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં પાણહાર નમુક્કાર સહિયં પોરિસં સાઢપોરિસિ પચ્ચખ્ખાઈ, ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં, અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણ દિસા મોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં, સવ્વસમાહિવતિઆગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણ વા, સસિથ્થેણવા, અસિથ્થેણ વા વોસિરઈ.

## ચઉવિહાર પચ્ચખ્ખાણ.

દિવસચરિમં પચ્ચખાઇ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરઈ.

## મુહપત્તિના ૫૦ બોલ.

સૂત્ર-અર્થ-તત્ત્વ કરી સદ્દહુ.

| | | | |
|---|---|---|---|
| સમકિત મોહની, | મિશ્ર મોહની, | મિથ્યાત્વ મોહની, | પરિહરૂં. |
| કામ રાગ, | સ્નેહ રાગ, | દ્રષ્ટિ રાગ, | પરિહરૂં. |
| સુદેવ, | સુગુરૂ, | સુધર્મ | આદરૂં. |
| કુદેવ, | કુગુરૂ, | કુધર્મ | પરિહરૂં |
| જ્ઞાન, | દર્શન | ચારિત્ર | આદરૂં |
| જ્ઞાન, | દર્શન, | ચારિત્ર-વિરાધના, | પરિહરૂં |
| મનગુપ્તિ, | વચનગુપ્તિ, | કાયગુપ્તિ, | આદરૂં. |
| મન દંડ, | વચન દંડ, | કાય દંડ, | પરિહરૂં |

હાસ્ય, રતિ, અરતિ, પરિહરૂં. ( ડાબે હાથે પડીલેહવા. )
ભય, શોક, દુગંચ્છા, પરિહરૂં. ( જમણે હાથે પડીલેહવા. )
કૃષ્ણલેશ્યા, નિલલેશ્યા, કાપોતલેશ્યા, પરિહરૂં ( માથા ઉપર)
રસગારવ, રિદ્ધિગારવ, શાતાગારવ, પરિહરૂં. ( મોઢે )
માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય, પરિહરૂં. ( છાતીએ )
ક્રોધ, માન, પરિહરૂં. ( પુંઠે પડીલેહવા. )
માયા, લોભ, પરિહરૂં. ( આગળ પડીલેહવા.)
પૃથ્વિકાય, અપકાય, તેઉકાય, ની જયણા કરૂં. ( ડાબે પગે)
વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય ની રક્ષા કરૂં. (જમણે પગે)

# ચૈત્યવંદન—સ્તવનો

પરમેશ્વર પરમાત્મા પાવન પરમિઠ્ઠ;
જય જગગુરૂ દેવાધિદેવ નયણે મેં દિઠ્ઠ.
અચલ અકલ અવિકાર સાર કરૂણા રસ સિંધુ;
જગતિ જન આધાર એક નિષ્કારણ બંધુ.
ગુણઅનંત પ્રભુ તાહરા કિમહિ કહ્યા ન જાય;
રામ પ્રભુ જિન ધ્યાનથી ચિદાનંદ સુખ થાય.

---

વૃષભ લંછન શ્રી ઋષભદેવ, અજિત લંછન હાથી,
સંભવ લંછન ઘોડલો, શીવપુરનો સાથી.
અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ,
પદ્મકમલ શ્રી પદ્મપ્રભુ, દૂર હરે કુમતિ.
સુપાર્શ્વ પ્રભુને સાથીઓ, ચંદ્રપ્રભુજીન ચંદ્ર,
મકર શ્રીજીન સુવિધિપ્રભુ, શ્રીવચ્છ શીતળ જિણંદ.
ખડગી જીન શ્રેયાંસનું વાસુપૂજ્યને મહિષ,
સુકર શ્રીજીન વીમળને સુખકારી અહનિશ.
સિંચાણો જિનઅનંતને, વજ્રલંછન શ્રીધર્મ.

શાંતિ લંછન મરગલો, સેવ્યે સુખ શિવશર્મ
કુંથુ લંછન બોકડો, અરજિન નંદાવર્ત,
ઘટ લંછન મલ્લિપ્રભુ, કાચબો મુનિસુવ્રત.
નીલકમલ નમિજીનને, શંખ લંછન પ્રભુનેમ,
ફણીધર શ્રીજીન પાર્શ્વને, સેવો વધતે પ્રેમ.
સિંહ લંછન શ્રી ચરમજીન, વર્દ્ધમાન વિખ્યાત,
લંછન જીન ચોવીશનાં, ઓળખીયે અવદાત.

---

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે.
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે.
આચારજ ગુણ છત્રીસ, પચવીશ ઉવજઝાય,
સત્યાવીશ ગુણ સાધુના જપતાં સુખ થાય,
અષ્ટોત્તર સય ગુણ મલી, એમ સમરો નવકાર,
ધીરવિમલ પંડિતતણો, નય પ્રણમે નિત્યસાર.

---

ઋષભ જિણંદસું પ્રીતડી, કિમ કીજે હો, કહો ચતુર વિચાર.
પ્રભુજી જઇ અળગા વસ્યા, તિહાં કિણે નવિ હો,
કો વચન ઉચ્ચાર૦ ઋષભ૦ ૧
કાગળ પણ પહોંચે નહિ, નવિ પહોંચેહો, તિહાં કો પરધાન,
જે પહોંચે તે તુમ સમો, નવિ ભાંખે હો કોનું વ્યવધાન, ઋ૦ ૨
પ્રીત કરે તે રાગિયા; જિનવરજી હો, તુમે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી, ભેળવવી હો, લોકોત્તર માગ. ઋ૦ ૩
પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો, કહો બને બનાવ. ઋ૦ ૪

પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો, તે જોડે એહ;
પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો, દાખી ગુણ ગેહ; ઋ૦ ૫
પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો, પ્રગટે ગુણ રાશ,
દેવચંદ્રની સેવના, આપે મુજ હો, અવીચળ સુખવાસ—ઋ૦ ૬

---

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જીનરાયારે,
સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મલ થાએ કાયારે—ગિ૦ ૧
તુમ ગુણગણ ગંગા જલે, હું ઝીલી નિર્મલ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગા જલે, તે છિલ્લર જળ નવિ પેસેરે,
જે માલતી ફુલે મોહીઆ, તે બાઉલ જઇ નવિ બેસેરે—ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચકયશ કહે માહરે, તું જીવ જીવન આધારોરે. ગિ૦ ૫

---

તાર હો તાર પ્રભુ, મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો,
દયાનિધિ દીનપર દયા કીજે—— તાર૦ ૧
રાગ દ્વેષે ભર્યો, મોહ વૈરી નડ્યો,
લોકની રીતિમાં, ઘણું એ રાતો;
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવ માંહિ હું વિષય માતો.— તાર૦ ૨

આદર્યું આચરણ, લોક ઉપચારથી,
શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી, આત્મ અવલંબ વિનું,
તેહવો કાર્ય તિણે કો ન સીધો૦ તાર૦ ૩

સ્વામી દરિસણ સમું, નિમિત્ત લઇ નિમઁળું.
જો ઉપાદાન એ શુચી ન થાશે;
દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમતણો,
સ્વામી સેવા સહી નિકટ લાશે. તાર૦ ૪

સ્વામી ગુણ ઓળખી, સ્વામીને જે ભજે,
દર્શન શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી,
કર્મ ઝીપી વસે મુક્તિ ધામે તાર૦ ૫

જગત્વત્સલ મહાવીર જીનવર સુણી,
ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી, બીરૂદ નીજ રાખવા,
દાસની સેવના, રખે જોશો. તાર૦ ૬

વિનતિ માનજો, શક્તિ એ આપજો,
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધિ સાધક દશા, સિદ્ધતા અનુભવી,
દેવચંદ્ર વિમળ પ્રભુતા પ્રકાશે. તાર ૭

## પંચમીનું સ્વતન.

પંચમીતપ તમે કરોરે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાનરે;
પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહિ કોઇ જ્ઞાન સમાનરે,-પંચમી. ૧

નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ, શ્રુત, અવધિ ને મનઃપર્યવ, કેવલ એક ઉદારરે.-પંચમી. ૨

મતિઅઠ્ઠાવીશ, શ્રુત ચઉદહ વીશ, અવધિ છ અસંખ્ય પ્રકારરે;
દોય ભેદે મનઃપર્યવ દાખ્યું, કેવલ એક ઉદારરે.-પંચમી. ૩

ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપારરે;
કેવલજ્ઞાન સમું નહીં કોઇ, લોકાલોક પ્રકાશરે-પંચમી. ૪

પારસનાથ પ્રસાદ કરીને, માહરી પુરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું. જ્ઞાનનો પાંચમો ભેદરે-પંચમી. ૫

## દાન શીલ તપ ભાવનાનું સ્તવન.

રે જીવ જૈન ધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર;
દાન શીલ તપ ભાવના જગમાં એટલું સાર--રે જીવ. ૧

વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર;
શેલડી રસ વોરાવીઓ, શ્રી શ્રેયાંસ કુમાર.--રે જીવ. ૨

ચંપાપોળ ઉઘાડવા, ચાલણીએ કાઢયાં નીર;
સતીય સુભદ્રા સુજશ થયો, શીયલે સુર નર ધીર--રે જીવ. ૩

તપ કરી કાયા શોષવી. સરસ નીરસ અહાર;
વીર જીણંદ વખાણીઓ, ધન્ય ધન્નો અણગાર.--રે જીવ. ૪

અનિત્ય ભાવના ભાવતાં, ધરતાં નિરમલ ધ્યાન;
ભરત આરીસા ભુવનમાં, પામ્યા કેવલ જ્ઞાન.--રે જીવ. ૫
જૈન ધર્મ સુરતરૂ સમો, જેહની શીતલ છાયા;
સમયસુંદર કહે સેવતાં વંછીતફલ પાયા.—રે જીવ. ૬

## ઋષભદેવનું સ્તવન.

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે, ઓર ન ચાહું રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરીહરેરે, ભાંગે સાદિ અનંત,-ઋષભ. ૧
પ્રીત સગાઈરે જગમાં સહુ કરેરે, પ્રીત સગાઈ ન કોય;
પ્રીત સગાઈરે નિરૂપાધિક કહીરે, સોપાધિક ધન ખોય.-ઋષભ. ૨
કોઈ કંથ કારણ કાષ્ઠ ભક્ષણ કરેરે, મલશું કંથને ધાય;
એ મેળો નવિ કહીએ સંભવેરે, મેળો ઠામ ન થાય;-ઋષભ. ૩
કોઇ પતિ રંજન અતિ ઘણું તપ કરેરે, પતિ રંજન તન તાપ;
એ પતિ રંજન મેં નવિચિત્ત ધર્યુંરે, રંજન ધાતુ મેળાપ.-ઋષભ૪
કોઇ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખપૂરે મનઆશ;
દોષ રહીતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ.-ઋષભ. ૫
ચિત્ત પ્રસન્નેરે પૂજન ફળ કહ્યુંરે, પૂજા અખંડિત એહ:
કપટ રહિત થઇ આતમ અરપણારે, આનંદઘન પદરેહ. ઋષભ. ૬

## વિમલનાથનું સ્તવન.

દુઃખ દોહગ દૂરે ટલ્યાંરે, સુખ સંપદશું ભેટ;
ધીંગધણી માથે કીયોરે, કુણ ગંજે નરખેટ--
વિમલ જિન દીઠાં લોયણ આજ,
મ્હારાં સીધ્યાં વંછિત કાજ, વિમલજિન દીઠાં લોયણ આજ. ૧

ચરણ કમળ કમળા વસેરે, નિર્મળ થિર પદ રેખ;
સમળ અથિર પદ પરીહરીરે, પંકજ પામર પેખ. વિમલ. ૨
મુજ મન તુજ પદ પંકજેરે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદીર ધરારે, ઈંદ્ર ચંદ્ર નાગેંદ્ર. વિમલ ૩
સાહેબ સમરથ તું ધણીરે, પામ્યો પરમ ઉદાર;
મન વિશરામી વાલહોરે, આતમનો આધાર. વિમલ ૪
દરિસણ દીઠે જિન તણું રે, સંશય ન રહે વેધ;
દિનકર કર ભર પસરંતારે, અંધકાર પ્રતિષેધ. વિમલ ૫
અમિય ભરી મૂરતિ રચીરે, ઉપમા ન ઘટે કોય;
શાંતસુધારસ ઝીલતીરે, નીરખીત તૃપ્તી ન હોય. વિમલ ૬
એક અરજ સેવક તણીરે, અવધારો જિનદેવ;
કૃપા કરી મુજ દીજીએરે, આનંદઘન પદ સેવ. વિમલ ૭

---

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો,
સાંભળીને આવ્યો હું તીરે, જન્મ મરણ દુઃખ વારો,
સેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો.
સહુકોનાં મનવાંછિત પૂરો, ચિન્તા સહુની ચુરો.
એહવું બિરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છો દૂરો—સે૦
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો,
કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપકાર ન કરશો.—સે૦

લટપટનું હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિસણ દીજે,
ધુંઆડે ધીજું નહીં સાહિબ, પેટ પડયા પતીજે.—સે૦
શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો,
કહે જીનહર્ષ મયાકરી મુજને, ભવસાગરથી તારો--સે૦

---

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો;
મુજ વિનતડી પ્રેમ ધરીને ઇણિપરે, તુમે સંભળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઈંદ્ર પાયક છે;
નાણ દરિસણ જેહને ક્ષાયક છે, સુણો-- (૧)
જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે,
પુંડરિકિણી નગરીનો રાયા છે, સુણો-- (૨)
બાર પર્ષદામાંહિ બિરાજે છે, જસ ચોત્રીસ અતિષય છાજેછે
ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે. સુણો-- (૩)
ભવિજનને તે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહેછે,
રૂપ દેખી ભવિજન મોહે છે, સુણો-- (૪)
તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસીયોછું,
મહા મોહશય કંર ફસીયો છું. સુણો-- (૫)
પણ સાહેબ ચિત્તમાં ધરિયો છે, તુમ આણ ખડગ કર ગ્રહિઓ છે;
પણ કાંઇક મુજથી ડરિયો છે. સુણો-- (૬)
જિન ઉતમ પુંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો,
તો વાધે મુજ મન અતિ નૂરો સુણો-- (૭)

---

વિરહમાન ભગવાન ! સુણો મુજ વિનતિ,
જગતારક જગનાથ, અછો ત્રિભુવન પતિ;
ભાસક લોકાલોક, તિણે જાણો છતિ,
તોપણ વીતક વાત, કહું છું તુજ પ્રતિ. ૧

હું સરૂપ નિજ છોડી, રમ્યો પર પુદ્ગલે,
ઝીલ્યો ઉલ્લટ આણી, વિષય તૃષ્ણા જળે.
આશ્રવ બંધ વિભાવ, કરૂં રૂચિ આપણી,
ભૂલ્યો મિથ્યા વાસ, દોષ દેઉં પર ભણી. ૨

અવગુણ ઢાંકણ કાજ કરૂં જિન મત ક્રિયા,
ન તજું અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા;
દૃષ્ટિ રાગનો પોષ તેહ સમકિત ગણું;
સ્યાદ્‌વાદની રીત, ન દેખું નિજપણું. ૩

મન તનુ ચપલ સ્વભાવ, વચન એકાંતતા,
વસ્તુ અનંત સ્વભાવ, ન ભાસે જે છતાં;
જે લોકોત્તર દેવ નમું લૌકીકથી,
દુર્લભ સિદ્ધ સ્વભાવ, પ્રભો તહકીકથી. ૪

મહાવિદેહ મોઝાર કે તારક જિનવરૂં,
શ્રી વજ્રધર અરહિંત અનંત ગુણંકરૂં;
તે નિર્યામક શ્રેષ્ઠ સહી મુજ તારશે,
મહાવૈદ્ય ગુણ યોગ, રોગ ભવ વારશે. ૫

પ્રભુ મુખ ભવ્ય સ્વભાવ, સુણો જો માહરો,
તો પામું પ્રમોદ, એહ ચેતન ખરો;
થાયે શિવપદ આશ રાશ સુખ વૃંદની,
સહજ સ્વતંત્ર સ્વરૂપ ખાણ આણંદની. ૬
વળગ્યા જે પ્રભુ નામ, ધામ તે ગુણ તણા,
ધારો ચેતનરામ એહ થિર વાસના;
દેવચંદ્ર જિનચંદ્ર હૃદય થિર થાપજો,
જિન આણાયુત ભક્તિ, મુક્તિ મુજ આપજો. ૭

## સજ્ઝાયો.

સમકિતનું મૂળ જાણીયેજી, સત્ય વચન સાક્ષાત્;
સાચામાં સમકિત વસેજી, કુડામાં મિથ્યાત્વ રે,
પ્રાણી! મ કરીશ માયા લગાર.
મુખ મીઠો, જૂઠો મનેજી, કુડ કપટનો રે કોટ,
જીભે તો જી, જી, કરેજી, ચિત્તમાં તાકે ચોટરે—પ્રાણી!
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મેલ ન છંડે મન તણોજી, એ માયાનો પાસરે--પ્રાણી!
જેહસું માંડે પ્રીતડીજી, તેહસું રહે પ્રતિકૂળ;
મન નવિ મૂકે આમળોજી, એ માયાનું મૂળરે--પ્રાણી!
તપ કીધું, માયા કરીજી, મિત્રશું રાખ્યો રે ભેદ;
મલ્લિજિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદરે—પ્રાણી!
ઉદયરત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિ પુરી જાવા તણોજી, એ માર્ગ છે શુદ્ધરે--પ્રાણી!

તુમે લક્ષણ જોજો લોભનાં રે, લોભે જન પામે ક્ષોભના રે;
લોભે ડાહ્યા મનડોલ્યાં કરે રે, લોભે દુર્ઘટ પંથે સંચરે રે-તુમે
તજે લોભ તેહનાં લેઉ ભામણાંરે, વળી પાય નમીને કરૂ ખામણાંરે
લોભે મર્યાદા ન રહે કેહનીરે, તુમે સંગત મેલો તેહનીરે–તુમે.
લોભે ઘર મેલી રણમાં મરે રે, લોભે ઉંચ તે નીચું આદરે રે,
લોભે પાપ ભણી પગલાં ભરે રે, લોભે અકારજ કરતાં ન
ઓસરે રે-તુમે.
લોભે મનડું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે;
લોભે ન રહે પ્રીતિને પાવઠું રે, લોભે ધન મેલે બહુ એકઠું રે–તુમે
લોભે પુત્ર પ્રત્યે પિતા હણેરે, લોભે હત્યા પાતક નવી ગણેરે;
તેતો દામતણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરીરે–તુમે.
જોતાં લોભનો થોભ દીસે નહીં રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહીરે;
લોભે ચક્રી સુભુમનામે જુઓ રે, તેતો સમુદ્ર માંહે ડૂબી મૂઓરે
તુમે.
એમ જાણીને લોભને છંડજો રે, એક ધર્મસું મમતા મંડજોરે;
કવિ ઉદયરત્ન ભાખે મુદારે, વંદું લોભ તજે તેહને સદારે–તુમે.

---

રે જીવ! માન ન કીજીયે, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવેરે––રે૦
સમકિત વિણ ચારીત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુક્તિ રે;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહિયે યુક્તિરે––રે૦
વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારીરે;
ગર્વે ગુણ જાયે ગળી, ચિત્ત જુઓ વિચારી રે—રે૦

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે.— રે૦
સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે.— રે૦

---

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. ક૦
ક્રોધે ક્રોડ પૂર્વ તણું, સંજમ ફળ જાય,
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. ક૦
સાધુ ઘણો તપીઓ હતો, ધરતો મન વૈરાગ,
શિષ્યને ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ. ક૦
આગ ઉઠે જે ઘર થકી, પહેલું તે ઘર બાળે
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે. ક૦
ક્રોધ તણિ ગતિ એહવી, કહે કેવળનાણી,
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. ક૦
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી,
કાયા કરજો નીમંળી, ઉપશમ રસ નાહીં. ક૦

---

નિંદા મ કરજો કોઈની પારકીરે, નિંદાના બોલ્યાં મહાપાપરે,
વેર વિરોધ વાધે ઘણોરે, નિંદા કરતાં ન ગણે માય બાપરે નિં૦
દૂર બળંતી કાં દેખો તુમેરે, પગમાં બળંતી દેખો સહુ કોયરે,
પરના મેલમાં ધોયાં લૂગડાંરે, કહો કેમ ઉજળાં હોયરે. નિંદા૦
આપ સંભાળો સહુકો આપણોરે, નિંદાની મૂકો પડી ટેવરે,

થોડે ઘણે અવગુણે સહુ ભર્યારે, કહેનાં નળિયાં ચુએ કહેનાં
નેવરે નિંદા૦
નિંદા કરે તે થાયે નારકીરે, તપ જપ કીધું સહુ જાયરે.
નિંદા કરો તો કરજો આપણીરે, જેમ છુટકબારો થાયરે. નિં૦
ગુણ ગ્રહજો સહુકો તણારે, જેમાં દેખો એક વિચાર રે,
કૃષ્ણ પેરે સુખ પામશો રે, સમયસુંદર સુખકારરે. નિંદા૦

## વણઝારાનો સજઝાય.

નરભવ નયર સોહામણું, વણઝારારે.
પામીને કરજે વ્યાપાર, અહો મોરા નાયકરે,
સત્તાવન સંવર તણી, વણઝારારે.
પોઠી ભરજે ઉદાર, અહો મોરા નાયકરે. ૧.
શુભપરિણામ વિચિત્રતા, વ. કરીઆણાં બહુ મૂલ. અ.
મોક્ષનગર જાવા ભણી, વ. કરજે ચિત્ત અનુકૂલ, અ. ૨
ક્રોધ દાવાનલ ઓલવે, વ. માન વિષય ગીરિરાજ અ.
ઓલંઘજે હળવે કરી, વ. સાવધાન કરે કાજ, અ. ૩
વંશજાળ માયાતણી, વ. નવિ કરજે વિશરામ,
ખાડી મનોરથ ભટતણી, વ. પુરણનું નહિ કામ, અ. ૪
રાગદ્વેષ દોય ચોરટા વ. વાટમાં કરશે હેરાન,
વિવિધ વીર્ય ઉલ્લાસથી, વ. તે હણજેરે ઠાય, અ. ૫
એમ સવિ વિઘ્ન વિદારીને, વ. પહોંચજે શીવપુરવાસ, અ.
ક્ષય ઉપસમ જે ભાવના, વ. પોઠે ભર્યાં ગુણ રાસ, અ. ૬
ક્ષાયકભાવ તે થશે, વ. લાભ હોશે તે અપાર,
ઉતમ વણજ જે એમ કરે, વ. પદ્મ નમે વારંવાર, અ. ૭

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંત નું, ભાજન છું કરૂણાળ. ૧
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ,
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૨
નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઉર માંહિ,
આપતણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાહિ. ૩
જોગ નથી સત્સંગનો, નથી સતસેવા જોગ,
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪
"હું પામર શું કરી શકું, એવો નથી વિવેક,
ચરણ, શરણ, ધીરજ નથ', મરણ સુધીની છેક. ૫,
અચિંત્ય તુજ મહાત્મ્યનો નથી પ્રફુલ્લિત ભાવ,
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ, ૬.
અચળરૂપ આસક્તિ નહિ, નહિ વિરહનો તાપ,
કથા અલ્પ તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ. ૭.
ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દૃઢ ભાન,
સમજ નહિ નિજ ધર્મની, નહિ શુભ દેશે સ્થાન. ૮
કાળ દોષ કળિથી થયો, નહિ મર્યાદા ધર્મ,
તોય નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯
સેવાને પ્રતિકુળ જે, તે બંધન નથી ત્યાગ,
દેહેંદ્રિય માને નહિ, કરે બાહ્યપર રાગ. ૧૦
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન, નયન, યમ નાહિ,
નહિ ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહિ. ૧૧
અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાહિ,

નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્યધર્મની કાંઇ. ૧૨
એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય,
નહિ એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩
કેવળ કરૂણા-મૂર્ત્તિ છો, દીનબંધુ દીનાનાથ.
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪
અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂક્યું નહિ અભિમાન. ૧૫
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક,
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. ૧૬
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઇ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય? ૧૭
'પ્રભુ! પ્રભુ! લય લાગી નહિ, પડયો ન સદ્ગુરૂ પાય
દીઠા નહિ નિજ દોષ તો, તરીયે કોણ ઉપાય? ૧૮
અધમાધમ અધીકો પતિત, સકળ જગત્માં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯
પડી પડી તુજ પદપંકજે, ફરી ફરી માગું એજ,
સદ્ગુરૂ, સંત સ્વરૂપ તુજ, એ દૃઢતા કરિ દેજ. ૨૦

---

## ક્ષમાપના.

હે ભગવન્! હું બહુ ભૂલી ગયો. મેં તમારાં અમુલ્ય વચનને લક્ષમાં લીધાં નહીં. મેં તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો વિચાર કર્યો નહીં. તમારાં પ્રણીત કરેલાં ઉત્તમ શીલને સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા

મેં ઓળખ્યાં નહીં. હે ભગવન્! હું ભુલ્યો, આથડયો, રઝ-ળ્યો અને અનંત સંસારની વિટમ્બનામાં પડ્યો છઉં. હું પાપી છઉં; હું બહુ મદોન્મત્ત અને કર્મ રજથી કરીને મલીન છઉં. હે પરમાત્મન્! તમારાં કહેલાં તત્ત્વ વિના મારો મોક્ષ નથી. હું નીરંતર પ્રપંચમાં પડયો છઉં, અજ્ઞાનથી અંધ થયો છઉં, હું નિરાશ્રીત છઉં, અનાથ છઉં. નિરાગી પરમાત્મા હવે હું તમારૂં, તમારા ધર્મનું અને તમારાં મુનિનું શરણ ગ્રહું છઉં, મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વે પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાતાપ કરૂં છઉં. જેમ જેમ હું સૂક્ષ્મવિચારથી ઉંડો ઉતરૂં છઉં તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિર્વિકારી, સચ્ચિદાનંદ સ્વરૂપ, સહ-જાનંદી, અનંત જ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છઉં, એક પળ પણ તમારા કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ! હે સર્વજ્ઞ ભગવન્! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઈ અજાણ્યું નથી. માત્ર પશ્ચાતાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઈચ્છું છઉં,--

ૐ

શાંતિઃ! શાંતિઃ! શાંતિઃ!

## ધોબીડાની સજ્ઝાય.

ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે,
રખે રાખતો મેલ લગારરે;
એણે રે મેલે જગ મેલો કર્યો રે,
અણધોયું ન રાખ લગારરે રે. ધો. ૧
જીનશાસન સરોવર સોહામણું રે,
સમકિત તણી રૂડી પાલરે,
દાનાદિક ચારે બારણા રે,
માંહિં નવતત્ત્વ કમલ વિશાળરે. ધો. ૨
તિંહા ઝીલે મુનિવર હંસલારે.
પીએ છે જપ તપ નીર રે,
શમદમ આદે જે શીલારે,
તિહાં પખાલે આતમચીરરે. ધો. ૩
તપવજે તપ તડકે કરી રે.
જાલવજે નવ બ્રહ્મવાડરે,
છાંટા ઉડાડે પાપ અઢારનારે,
એમ ઊજલું હોશે તત્કાળરે. ધો. ૪
આલોયણ સાબુડો સુધો કરેરે.
રખે આવે માયા સેવાલરે,
નિશ્ચે પવિત્રપણું રાખજે રે,
પછી આપણા નિયમ સંભાળરે. ધો. ૫
રખે મુકતો મન મોકળું રે,
પડ મેલીને સંકેલરે.
સમયસુંદરની શીખડીરે,
સુખડી અમૃતવેલ રે. ધો. ૬

---

વીર જિનેશ્વર સાહેબ મેરા, પાર ન લહું તેરા;
મહેર કરી ટાળો મહારાજ જી, જન્મ મરણના ફેરા હો;
જિનજી! અબ હું શરણે આયો.
ગર્ભાવાસ તણાં દુઃખ મોહોટાં, ઉંધે મસ્તક રહિયો;
મળ મૂત્ર માંહે લપટાણો, એહવો દુઃખ મેં સહિયો હો, જિ૦
નરક નિગોદમાં ઉપનો ને ચવિયો, સૂક્ષ્મ બાદર થઇયો;
વેહેંચાણો સુઇને અગ્રભાગે, માન તિહા કિહાં રહિયો હો. જિ૦
નરકતણી વેદના અતિ ઉલ્લસી, સહી તે જીવે બહુ;
પરમાધામીને વશ પડીયો, તે જાણો તમે સહુ હો; જિ૦
તિર્યંચ તણા ભવ કીધા ઘણેરા, વિવેક નહીંય લગાર;
નિશદિનનો વ્યવહાર ન જાણ્યો, કેમ ઉતરાયે ભવ પાર હો. જિ૦
દેવ તણી ગતિ પુણ્યે હું પામ્યો, વિષયારસમાં ભીનો;
વ્રતપચ્ચખ્ખાણ ઉદય નવિ આવ્યાં, તાન માનમાંહેલીનોહો. જિ.
મનુષ્ય જન્મ ને ધર્મ સામગ્રી, પામ્યો છું બહુ પુણ્યે;
રાગ દ્વેષ માંહે બહુ ભળીયો, ન ટળી મમતા બુદ્ધિ હો. જિ૦
એક કંચન ને બીજી કામિની, તેહસું મનડું બાંધ્યું;
તેના ભોગ લેવાને હું શૂરો, કેમ કરી જિન ધર્મ સાધું હો. જિ૦
મનની દોડ કીધી અતિ ઝાઝી, હું છઉં કોઇ જડ જેહવો
કલિકલિકલ્પમેં જન્મ ગુમાયો, પુનરપિ પુનરપિ તેહવો હો.
જિનજી! અબ હું શરણે આયો.
ગુરૂ ઉપદેશથી હું નથી ભીનો, નાવિ સદ્દહણા સ્વામી;
હવે વડાઇ જોઇએ તમારી, ખીજમત માંહિછે ખામી હો. જિ૦
ચારગતિ માંહે રડવડીઓ, તોએ ન સીધ્યાં કાજ
રૂપભ કહે તારો સેવકને, બાંયે ગ્રહ્યાની લાજ હો. જિ૦

| | | તીર્થંકરનાં નામ. | પિતાનાં નામ. |
|---|---|---|---|
| ૧ | શ્રી | ઋષભદેવ | નાભિરાજા |
| ૨ | ,, | અજિતનાથ | જીતશત્રુ |
| ૩ | ,, | સંભવનાથ | જીતારી |
| ૪ | ,, | અભિનંદનસ્વામિ | સંવર |
| ૫ | ,, | સુમતિનાથ | મેઘરાજા |
| ૬ | ,, | પદ્મપ્રભુ | શ્રીધર |
| ૭ | ,, | સુપાર્શ્વનાથ | પ્રતીષ્ઠ |
| ૮ | ,, | ચંદ્રપ્રભુ | મહસેન |
| ૯ | ,, | સુવિધિનાથ | સુગ્રીવ |
| ૧૦ | ,, | શીતલનાથ | દ્રઢરથ |
| ૧૧ | ,, | શ્રેયાંસનાથ | વિષ્નુ |
| ૧૨ | ,, | વાસુપૂજ્યસ્વામિ | વસુપૂજય |
| ૧૩ | ,, | વિમલનાથ | કૃતવર્મ |
| ૧૪ | ,, | અનંતનાથ | સિંહસેન |
| ૧૫ | ,, | ધર્મનાથ | ભાનુ |
| ૧૬ | ,, | શાંતિનાથ | વિશ્વસેન |
| ૧૭ | ,, | કુંથુનાથ | સુરરાજા |
| ૧૮ | ,, | અરનાથ | સુદર્શન |
| ૧૯ | ,, | મલ્લિનાથ | કુંભરાજા |
| ૨૦ | ,, | મુનિસુવ્રતસ્વામિ | સુમિત્ર |
| ૨૧ | ,, | નમિનાથ | વિજય |
| ૨૨ | ,, | નેમિનાથ | સમુદ્રવિજય |
| ૨૩ | ,, | પાર્શ્વનાથ | અશ્વસેન |
| ૨૪ | ,, | મહાવીરસ્વામી. | સિદ્ધાર્થ |

| માતાનાં નામ. | લાંછન. |
|---|---|
| મરૂદેવી | વૃષભ--બળદ |
| વિજયા | હસ્તિ--હાથી |
| સેના | અશ્વ--ઘોડો |
| સિદ્ધાર્થા | કપિ--વાંદરો |
| મંગલા | ક્રૌંચપક્ષી--કુકડો |
| સુશિમા | પદ્મ કમળ--રાતું ફુલ |
| પૃથ્વી | સ્વસ્તિક--સાથીઓ |
| લક્ષ્મણા | ચંદ્રમા |
| રામા | મગરમચ્છ |
| નંદા | શ્રીવત્સ |
| વિષ્નુ | ગેંડો |
| જયા | મહિષ-પાડો |
| શ્યામા | શુકર |
| સુયશા | સીંચાણો |
| સુવૃતા | વજ્ર |
| અચિરા | મૃગ-હરણ |
| શ્રીરાણી | બાકડો |
| દેવીરાણી | નંદાવર્ત |
| પ્રભાવતી | કળશ |
| પદ્મા | કાચબો |
| વિપ્રા | નિલોત્પલ લીલુ કમળ |
| શિવા | શંખ |
| વામા | સર્પ |
| ત્રશલા | સિંહ |

# શ્રી ધર્મનાથનું સ્તવન

ધરમ જીનેસર ગાઉં રંગસું, ભંગ મ પડશો હો પ્રીત, જીનેશ્વર
બીજો મન મંદિર આણું નહિ, એ અમ કુલ વટ રીત;
જીનેસર ધર્મ૦ ૧

ધર્મ ધર્મ કરતો જગ સહુ ફીરે, ધર્મ ન જાણે હો મર્મ; જી
ધર્મ જીનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈન બાંધે હો કર્મ; જી૦ધર્મ૨

પ્રવચન અંજન જો સદ્‌ગુરૂ કરે, દેખે પરમ નિધાન, જી૦
હૃદય નયણ નિહાલે જગધણી, મહિમા મેરૂ સમાન; જી૦ ધર્મ ૩

દોડત દોડત દોડત દોડીઓ. જેસી મનનીરે દોડ; જી૦
પ્રેમ પ્રતીત વિચારો હૂકડી, ગુરૂગમ લેજોરે જોડ; જી૦ ધર્મ ૪

એક પખી કેમ પ્રીતી વરે પડે, ઉભય મીલ્યા હુએ સંધી; જી૦
હું રાગી હું મોહે ફંદીઓ, તું નિરાગી નિરબંધ જી૦ ધર્મ ૫

પરમ નિધાન પ્રગટ મુખ આગલે, જગત ઉલંઘી હો જાય જી૦
જ્યોતિવિના જુઓ જગદીશની, અંધોઅંધ પુલાય જી૦ ધર્મ ૬

નિરમલ ગુણ મણિ રોહણ ભૂધરા, મુનિજન માનસહંસ, જી૦
ધન્ય તે નગરી ધન્ય વેલા ઘડી, માતા પિતા કુલવંશ જી૦ ધર્મ ૭

મનમધુકર વર કરજોડી કહે, પદકજ નિકટ નિવાસ જી૦
ઘન નામી આનંદઘન સાંભલો, એ સેવક અરદાસ; જી૦ ધર્મ ૮

# પંડિત શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્ર પૂજા

## પૂજા વિધિ.

પ્રથમ ત્રણ ગઢને બદલે ત્રણ બાજોઠ મુકીને ઉપલા બાજોઠને મધ્ય ભાગે કંકુનો સાથીઓ કરવો અને તેના આગળ કંકુના સાથીઆ ચાર કરીને ઉપર અક્ષત નાખવા તથા ફળ મૂકવાં. વચલા સાથીઆ ઉપર રૂપાનાણું મુકવું ને ચારે સાથીઆ ઉપર કળશ સ્થાપવા તેમાં પંચામૃત કરી જળ ભરવું તથા વચલા સાથીઆ ઉપર થાળ મુકી કેશરનો સાથીઓ કરી અક્ષત નાંખી ફળ મુકી નવકાર ત્રણ ગણી પ્રભુને પધરાવવા, પછી બે સનાથીઆને ઉભા રાખીને ત્રણ નવકાર ગણાવવા. પછી પ્રભુના જમણા પગના અંગુઠે કળશમાંથી જળ રેડવું, ને અંગ લુહણાં ત્રણ કરવાં. પછી કેશરથી પૂજા કરી હાથ ધુપીને સનાથીઆના જમણા હાથમાં કેશરનો ચાંલો કરવો. પછી કુસુમાંજલિ ( ફુલ ) હોય તે હાથમાં આપવાં. પછી નીચે પ્રમાણે કહેવું.

દીપક એક પ્રભુની ડાબી બાજુએ કરવો.

## અથ સ્નાત્ર પૂજા.

### ઢાળ ૧ લી

ચઉત્તિસે અતિસય જુઓ, વચનાતિસય જુત્ત,
સો પરમેસર દેખિ ભવિ, સિંહાસણ સંપત્ત. ૧

ઢાળ—સિંહાસણ બેઠા જગ ભાણુ, દેખી ભવિકજન ગુણ મણિ ખાણ, જે દીઠે તુજ નિર્મળ નાણ, લહિયે પરમ મહોદય ઠાણ, કુસુમાંજલિ મેલો આદ જિણંદા, તો ાં ચરણ કમળ સેવે ચોસઠઇંદા, કું. ૧ ચોવીશ વેરાગી, ચોવીશ સોભાગી, ચોવીશ જિણંદા,–કુસુમાં.

(એમ કહી પ્રભુના ચરણે પૂજા કરીયે)

ગાથા—જો નિયગુણ પજ્જવ રમ્યો, તસુ અનુભવ એગંત,
સુહ પુગ્ગલ આરોપતાં, જોતસુ રંગ નિરત્ત ૨.

ઢાળ—જે નિજ આતમ ગુણ આનંદી, પુગ્ગલ સંગે જેહ અફંદી, જે પરમેશ્વર નિજપદ લીન, પૂજો પ્રણમો ભવ્ય અદીન, કુસુમાંજલિ મેલો શાંતિજિણંદા ॥ તો૦ ॥ કુ૦, ૨ ॥

(એમ કહી પ્રભુના જાનુયે પૂજા કરીયે.)

ગાથા—નિમ્મલ નાણ પયાસકર, નિમ્મલ ગુણ સંપન્ન,
નિમ્મલ ધમ્મુવએસ કર, સો પરમપ્પા ધન્ન.

ઢાળ–લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી, પરમાનંદતણી નીશાણી તસુ ભગતે મુજ મતિ ઠકુરાણી, કુસુમાંજલિ મેલો નેમિજિણંદા, તો૦, કુ૦.

(એમ કહી પ્રભુના બે હાથે પૂજા કરીયે.)

ગાથા—જે સિજ્ઝા સિજ્ઝંતિ જે, સિજ્ઝસંતિ અણંત,
જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિહંત, ૪

ઢાળ–શિવસુખ કારણ જેહ ત્રિકાળે, સમપરિણામે જગત નિહાળે, ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇંદ્રાદિક જસુ ચરણ પખાળે, કુસુમાંજલિ મેલો પાસજિણંદા તો૦ કુ, ૪

એમ કહી પ્રભુના બે ખભાએ પૂજા કરીયે.

ગાથા—સમકિતી દેસ જય, સાહુ સાહુણી સાર,
આચારિજ ઉવઝાય મુણિ, જો નિમ્મલ આધાર.

ઢાળ ચઉવિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું, વિવિહ કુસુમવર જાતિ ગહેવી, તસુ ચરણે પણમંત ઠવેવી, કુસુમાંજલિ મેલો વીરજીણંદા, તો૦ કુ૦. ૫

એમ કહી પ્રભુને મસ્તકે પૂજા કરીયે

( પછી અક્ષત લેવા. )

વસ્તુ છંદ—સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ, કલ્લાણકવિહિ સંધવિય કરિસ ધમ્મ સુપવિત્ત, સુંદર સય ઈગસત્તરિ તિર્થંકર. ઇગ સમય વિહરંતિ મહિયલ, ચવન સમય ઈગવીસ જિણ, જમ્મ સમય ઇગવીસ, ભત્તિય ભાવે પૂજીયા, કરો સંઘ સુજગીસ.

## ઢાળ ૨ જી

ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિન ભક્તિ પ્રમુખ ગુણ પરિણમ્યા, તજિ ઇંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના, ૧ અતિરાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા, સવિ જીવ કરૂં શાસનરસી, ઇસી ભાવ

દયા મન ઉલ્લસી, ૨ લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલું, આયુબંધ વચે એક ભવ કરી, શ્રદ્ધા સંવેગ તે થિર ધરી, ૩ ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ ઐરવતેજ સાર, મહાવિદેહ વિજયે વર પ્રધાન, મધ્યખંડે અવતરે જિન નિધાન.

## ઢાળ ૩ જી સુપનની

પુણ્યે સુપનહ દેખે, મનમાંહે હર્ષ વિશેષે, ગજવર ઉજ્વલ સુંદર, નિર્મળ વૃષભ મનોહર ૧. નિર્મળ કેસરી-સિંહ, લક્ષ્મી અતિહી અબીહ, અનુપમ ફુલની માળ, નિર્મલ શશી સુકુમાળ, ૨. તેજે તરણી અતિ દીપે, ઇંદ્ર ધ્વજા જગ ઝીપે, પુરણ કળશ પંડૂર, પદ્મ સરોવર પૂર, ૩. અગ્યારમે રયણાયર, દેખે માતા ગુણસાયર, બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્નનિધાન, ૪, અગ્નિ શિખા નિરધુમ, દેખે માતાજી અનુપમ, હર્ષી રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે, ૫. જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર, ઇંદ્રાદિક જસુ નમશે, સકળ મનોરથ ફળશે ૬.

વસ્તુ છંદ–પુણ્ય ઉદય પુણ્ય ઉદય ઉપના જિનનાહ; માતા તવ રયણી સમે, દેખી સુપન હરખંતી જાગીય, સુપન કહી નિજ કંતને, સુપન અર્થ સાંભળો સોભાગીય, ત્રિભુવન તિલક મહાગુણી, હોશે પુત્ર નિધાન, ઇંદ્રાદિક જસુ પાય નમી, કરશે સિદ્ધિ વિધાન ૧.

## ઢાળ ૪ થી

સોહમપતિ આસન કંપિયો, દેઈ અવધિ મન આણંદિયો, નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજળ તારણ પ્રગટયો ઝહાજ, ૧. ભવઅડવી પારગ સથ્થવાહ, કેવળ નાણાદિક ગુણ અગાહ, શિવ સાધન ગુણ અંકુરો જેહ, કારણ ઉલટયો આસાઢ મેહ, ૨. હરખે વિકસી તવ રોમરાય વલયાદિકમાં નિજ તનુ ન માય, સિંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ, ૩. સગ અડ પય સામો આવી તથ્થ, કરિ અંજલીય પ્રણમીય મથ્થ, મુખે ભાંખે એ ક્ષણ આજ સાર, તિય લોક પહુ દીઠો ઉદાર ૪. રે રે નિસુણો સુર લોય દેવ, વિષયાનલ તપિત તુમ સવેવ, તસુ શાંતિ કરણ જળધર સમાન, મિથ્યા વિષ ચુરણ ગરૂડવાન ૫. તે દેવ સકળ તારણ સમથ્થ, પ્રગટયો તસ પ્રણમી હુવો સનાથ, એમ જંપી શક્રસ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખે સુણેવિ ૬. ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હુવો મંગલ નિધાન, નરક્ષેત્રે આરજ વંશ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ ૭. પિતા માતા ઘરે ઉત્સવ અશેષ, જિનશાસન મંગલ અતિ વિશેષ, સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમઅર્થિ જનને ઉમંગ ૮. શુભવેળા લગ્ને તીર્થનાથ, જનમ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ, સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઈ વધાઈ થઇ અતીવ ૯.

(પછી ચૈતવંદન જયવીયરાય અર્ધા સુધી કહેવું. પછી હાથ ધોઇ લુછી નાંખવા, ને એક નવકાર ગણી કળશને ધુપ દઈ હાથમાં લઇને લુગડું ઢાંકી નીચે પ્રમાણે કળશ કહેવો.)

ઢાળ—તીર્થપતિનું કળશ મજ્જન, ગાઇયે સુખકાર, નરખિત મંડણુ દુહ વિહંડણુ, ભવિક મન આધાર, તિહાં સવ રાણા હર્ષ ઉત્સવ, થયો જગજયકાર, દિશિકુમરી અવધિ વિશેષ જાણી લહો હર્ષ અપાર ૧. નિજ અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણછંદ, જિન જનની પાસે આવી પોહોતી, ગહ ગહતી આણંદ, હે માય, તેં જિનરાજ જાયો, શુચિ વધાયો રમ્મ, અમ જન્મ નિમ્મલ કરણ કારણ, કરીશ સુઈકમ્મ ૨, તિહાં ભુમિ શોધન, દીપ દર્પણ, વાય વીંજણુ ધાર, તિહાં કરીય કદલી, ગેહ જીનવર, જનનિ મજ્જન સાર, વરરાખડી જિનપાણી બાંધિ દીયે એમ આશીશ, જુગ કોડાકોડી ચિરંજીવો, ધમંદાયક ઈશ.

આ ઠેકાણે દર્પણ ધરી ચામર વીંઝવું.

ઢાળ ૬ ઠી.

જિન રયણુજી, દશદિશિ ઉજ્જવલતા ધરે, શુભ લગનેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે, જિન જન્મ્યાજી, જેણે અવસર માતા ઘરે, તેણે અવસરજી ઈંદ્રાસન પણ થરહરે.

ત્રોટક-થરહરે આસન ઈંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો, જિન જન્મ ઉત્સવ કાળ જાણી, અતિહી આનંદ ઉપન્યો. નિજ સિદ્ધિ સંપત્તિ હેતુ જિનવર, જાણી ભકતે ઉમહ્યો, વિકસિત વદન પ્રમોદ વધતે, દેવ નાયક ગહગહ્યો ૧.

(આ ઠેકાણે ઘંટનાદ કરાવવો.)

ઢાળ—તવ સુરપતિ જી, ઘંટાનાદ કરાવ એ, સુરલોકે જી, ઘોષણુ એહ દેવરાવ એ, નરક્ષેત્રે જી, જિનવર જન્મ હુઓ અછે, તસુ ભગતે જી, સુરપતિ મંદર ગિરિ ગચ્છે.

ત્રોટક—ગચ્છેતિ મંદર શિખર ઉપર, ભવનજીવન જિન તણો,
જિન જન્મ ઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો,
તુમ શુદ્ધ સમકિત થાશે નિમલ. દેવાધિદેવ નિહાલતાં,
આપણાં પાતિક સર્વ જાશે, નાથ ચરણ પખાલતાં ૨.

ઢાળ—એમ સાંભળીજી, સુરવર કોડી બહુ મળી, જિન વંદનજી મંદગિરિ સામા ચલી. સોહમ પતિ જિન જનની ઘર આવિયા, જિન માતાજી, વંદી સ્વામી વધાવીયા.

(આ ઠેકાણે અક્ષતથી વધાવવા.)

ત્રોટક—વધાવિયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃતપુણ્ય એ,
ત્રૈલોકય નાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ,
હે જગત જનની, પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી,
ઉત્સંગ તુમચે વલય થાપશ, આતમા પુણ્યે ભરી ૩.

ઢાળ—સુર નાયકજી, જિન નિજ કર કમલે ઠવ્યા, પંચ રૂપેજી, અતિશે મહિમાયે રતવ્યા, નાટક વિધિજી, તવ બત્રીશ આગળ વહે, સુર કોડી જી, જિન દર્શનને ઉમ્મહે.

ત્રોટક—સુરકોડાકોડી નાચતી વળી, નાથ શુચિગુણ ગાવતી, અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી.
જયો જયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશીષ એ,
અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ. ૪,

ઢાળ—સુર ગિરિવરજી, પાંડુક વનમેં ચિહું દિશે, ગિરિ-શિલપરજી, સિહાસન સાસય વસે, તિંહા આણીજી, શક્રે જિન ખોળે ગ્રહયા, ચઉસઠે જી, તિહાં સુરપતિ આવી રહ્યા,

ત્રોટક-આવિયા સુરપતિ સર્વ ભકતે કળશ શ્રેણી બનાવ એ,
સિદ્ધાર્થ પમુહાતિથ ઔષધિ, સર્વ વસ્તુ અણાવ એ.
અચ્યુઅપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડા કોડિને,
જિન મજ્જનારથ નીર લાવો, સવે સુર કર જોડીને ૫,

ઢાળ ૭ મી.

ઢાળ—આત્મસાધન રસી, દેવ કોડી હસી, ઉલસીને ધસી ક્ષીરસાગર દિશી, પઉમદહ આદિ દહ ગંગપમુહા નઇ, તીર્થજળ અમલ લેવા ભણી તે ગઇ, ૧, જાતિ અડ કળશ કરિ સહસ્ર અઠોતરા, છત્ર ચમર સિંહાસણ શુભતરા, ઉપગરણ પુષ્ફ ચંગેરી પમુવા સવે, આગમે ભાખિયા તેમ આણી ઠવે, ૨, તીર્થ જળ ભરિય કર કળશ કરિ દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિ રતા, તિરિય નર અમરને હર્ષ ઉપજાવતા, ધન્ય અમ શક્તિ શુચિ ભક્તિ એમ ભાવતા, ૩ સમકિત બીજ નિજ આત્મ આરોપતા, કળશ પાણી મિષે ભક્તિજળ સીંચતા, મેરૂ સિહરોવરે સર્વ આવ્યા વહિ, શક્ર ઉત્સંગ જિન દેખી મન ગહગહી ૪.

વસ્તું છંદ-હંહો દેવા હંહો દેવા, અણાઇ કાલો, અદિઠ્ઠ પુવ્વો તિલોય તારણો તિલોય બંધુ, મિચ્છત્ત મોહવિદ્ધંસણો અણાઈ તિન્હા વિણાસણો, દેવાહીદેવો દિટ્ટ બોહિય કામેહિં,૫

ઢાળ—એમપભણંત વણ ભવણ જોઈસરા, દેવ વેમાણુયા ભત્ત ધમ્માયરા, કેવિ કપ્પઠ્ઠિયા કેવિ મિત્તાણુગા, કેવી વરરમણિ વયણેણ અઇ ઇચ્છુગા, ૬.

વસ્તુ છંદ-તથ્થ અચ્ચુય તથ્થ અચ્ચુય ઇંદ આદેશ, કર જોડી સવી દેવગણ, લેય કળશ આદેશ પામિય, અદભુત રૂપ સરૂપ જુઅ, કવણ એહુ ઉચ્છંગે સમિય, ઇંદ કહે જગ તારણો, પારગ અમ પરમેસ, નાયક દાયક ધમ્મ નિહિ, કરિયે તસુ અભિસેસ, ૭,

## એમ કહી કળશમાંથી અરધું જળ નામવું

### ઢાળ ૮ મી.

ઢાળ—પુરણ કળશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે,
આતમ નિર્મળ ભાવ કરંતા વધતે શુભ પરિણામે,
અચ્ચુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકાંત,
સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત ૧.

ગાહા—તવ ઇસાણ સુરિંદો; સક્કં પભણેઈ, કરઈ સુપસાઓ, તુમ અંકે મહન્નાહો, પણમિત્તં અગ્ઘ અપ્પેહ ૨. તાસિક્કિ દો પભણેઇ, સાહમી વચ્છલંમિ બહુ લાહો, આણા એવં તેણ ગિન્હિ હવ્વો ઉચ્છયથ્થાભો ૩.

(એમ કહી સર્વ સ્નાત્રિયા કળશ ઢોળે, અને મૂખથી નીચે પ્રમાણે પાઠ કહે.)

ઢાળ—સોહમ સુરપતિ વૃષભરૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ, કરિય વિલેપણ પુંફમાલ ઠવિ, વર આભરણ અભંગ, તવ સુરવર બહુ જયજયરવ કરિ, નાચે ધરી આણંદ, મોક્ષ માર્ગ સારથપતિ પામ્યો, ભાંજશુ હવે ભવફંદ, ૪, કોડિ બત્રીશ સોવન ઉવારી, વાજંતે વરનાદે,

સુરપતિ સંઘ અમર શ્રી પ્રભુને, જનનીને સુપ્રસાદે, આણી થાપી એમ પયંપે, અમે નિસ્તરિયા આજ, પુત્ર તમારો, ધણી હમારો, તારણ તરણ ઝહાજ, ૫, માત જતન કરિ રાખજો એહને, તુમ સુત અમ આધાર, સુરપતિ ભક્તિ સહિત નંદીશ્વર, કરે જિનભક્તિ ઉદાર, નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણસાર, દીક્ષા કેવળજ્ઞાન કલ્યાણક ઇચ્છા ચિત્ત મઝાર, ૬, ખરતરગચ્છ જિન આણારંગી. રાજસાગર ઉવઝાય, જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક સુગુરૂતણે સુપસાય, દેવચંદ્ર જિનભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ, બોધ બીજ અંકુરો ઉલસ્યો, સંઘ સકળ આનંદ, ૭,

કળશ,

એમ પૂજા ભકતે કરો, આતમહિત કાજ, તજિય વિભાવ નિજ ભાવમે, રમતા શિવરાજ. એમ૦, ૧. કાળ અનંતે જે હુઆ, હોસે જેહ જિણંદ, સંપય સીમંધર પ્રભુ, કેવળનાથ દિણંદ, એમ૦. ૨. જન્મ મહોત્સવ એણીપરે, શ્રાવક રૂચિવંત વિરચે જિન પ્રતિમા તણો, અનુમોદન ખંત, એમ૦, ૩, દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવપાર, જિનપડિમા જિન સારખી, કહી સૂત્ર મઝાર, એમ૦, ૪.

(પછી પ્રભુજીને શુદ્ધ જળથી પખાળ કરી અંગલુહણાં ત્રણ કરી કેશર ચંદનથી પૂજા કરી પુષ્પ ચડાવી ધુપ કરી અક્ષત ફળ નેવેદ મુકી આરતી તથા મંગળદીવો ઉતારવો.

'ઇતિ પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત'

## અથ અષ્ટપ્રકારી પૂજાના દૂહા.

ન્હવણ વિલેપન કુસુમની, ધૂપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેદ્યની, અષ્ટમી ફળ સુવિચાર; ૧

ભાવસ્તવ ને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર;
કારણથી કારજ સધે; તેણે ધુર પૂજ ઉદાર. ૨

ઇણી પેર જળ પૂજા કરી, કરીએ અપ્પા શુદ્ધ,
માને છિણું જે એહમાં, જાણો તેહ અશુદ્ધ. ૩

હવે કરવા ગુણ વાસના, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ ૪

પૂજાને પરિણામ હોઉ, કરો ચંદનકી રીત;
શીતળતાને સુગંધતા, જીમ ભાંજે ભવભીત. ૫

હવે ત્રીજી સુમનસ તણી, પૂજા અતિહિ ઉદાર:
સુમનસ સુખ જીણથી લહે, તિણે સુમનસ પ્રકાર. ૬

પ્રણિધાને સદ્‌ગતિ હોએ, પૂજથી કીમ નવી હોય;
સુમનસભાવે દુર્ગતા, પૂજ પંચાશક જોય. ૭

હુતાશનથી કક્ષ જયું, તિમ ધ્યાનાનલે કર્મ
તિણે મિશે ધુપ પૂજા કરો, પામો જયું શિવશર્મ. ૮

ઇણી પરે ધુપ પૂજા કરી, જીન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણતી, દૂર કરો પરભાવ. ૯

જગ પ્રદીપ પર દીપશુભ, કરતાં ભાવી એહ;
અવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો નિજ તેહ. ૧૦

કેવળનાણ પઈવશું જયું, લહે લોકાલોક;
ત્યું પૂજા દ્રવ્યદીપની, કરતાં શિવ ફળ રોક. ૧૧

હવે અક્ષતપૂજા કરો, શાળી વિહિ ગોધુમ;
ઉજવળ પ્રભુ પર ઢોઇને, ટાળો મોહકી ધુમ. ૧૨

અક્ષય ફળ લેવા ભણી, અક્ષતપૂજા ઉદાર;
ઈહ ભવ પણ નવિ ક્ષય હોયે, રાજઋધિભંડાર. ૧૩

હવે નૈવેદ્યનિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૪

કર્તા ભોકતા મુજ નહિ, પુદ્ગલ ભાવનો જીવ;
તિણે પુદ્ગલની ત્યાજના, કરતાં શર્મ સદેવ ૧૫

ફળપૂજા કરતાં થકાં, સફળ કરો અવતાર;
ફલ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧૬

જસ ફલ ઓપમ જગ, નહીં, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

ૐ હ્રીં શ્રી પરમ પુરૂષાય પરમેશ્વરાય,
જન્મજરામૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય,
જલં યજામહે સ્વાહા.

જલં ને બદલે અક્ષતાન્ ફલં જે હોય તે બોલવું.



બ્રાહ્મી, ચંદનબાલિકા, ભગવતી, રાજેમતી, દ્રૌપદી,
કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા, સીતા, સુભદ્રા, શિવા;
કુંતી શીલવતી નલસ્યદયિતા, ચૂલા, પ્રભાવત્યપિ.
પદ્માવત્યપિ સુંદરી દીનમુખે, કુર્વંતુ વો મંગલમ્

---

## પ્રભાતી સ્તવન.

વિષય વાસના ત્યાગો ચેતન, સાચે માર્ગ લાગોરે.
તપ જપ સંયમ દાનાદિક સહુ, ગીનતી એક ન આવેરે,
ઈંદ્રીય સુખમાં જો લાં એ મન, વક્ર તુરંગ જીમ ધાવેરે, વિષય ૧
એક એક કે કારણ ચેતન બહુત બહુત દુઃખ પાવેરે,
તે તો પ્રગટપણે જગદીશે, ઇણિ વિધ ભાવ લખાવેરે, વિષય ૨
મન્મથવશ માતંગ જગતમેં. પરવશતા દુઃખ પાવેરે.
રસના લુબ્ધ હોય ઝખ મૂરખ, જાલ પડયો પસ્તાયે રે વિષય ૩
ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટ માંહે બંધાવેરે,
તે સરોજ સંપુટ સંયુત ફુલ, કરટીકે મુખ જાવેરે. વિષય ૪
રૂપ મનોહર દેખ પતંગા, પડત દીપમાં જાઈ રે.
દેખો યાકો દુઃખકારનમેં, નયન ભયે હે સહાઇરે. વિષય ૫
શ્રોત્રેંદ્રિય આસક્ત મિરગલાં, છિનમેં શીશ કટાવેરે,
એક એક આસક્ત જીવઈમ, નાના વિધ દુઃખપાવેરે. વિષય ૬
પંચ પ્રબલ વર્તે નિત જાકુ, તાકું કહા જુ કહીએરે.
ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવ મેં રહીએરે. વિષય ૭

---

# રાજમાર્ગ

આજ આપણા વિચાર દર્શાવતા,
આવતી કાલે જ્ઞાન રૂપી પ્રકાશ પડતાં,
ફેરવવા, ત્યાજવા અથવા એનાએ રાખવા.

૧. આપણે પોતે સર્વ રીતે ઉચ્ચ જીવન ગાળવું અને એવુંજ જીવન બીજા ગાળે એમ યત્ન કરવો.

૨. આપણી વચ્ચે આવતાં વિઘ્નો દૂર કરવા, આડે રસ્તે જનારને સન્માર્ગ દર્શાવવો, અને એ પ્રમાણે સત્કાર્ય માટે એક સાધન બનાવવું.

૩. અજવાળા તરફજ ધ્યાન રાખવું, જેથી આપણને કાંઇ નુકશાન થાય નહિ અને ખુલ્લા માર્ગ ઉપર સુખેથી ચાલી શકીએ.

૪. સૃષ્ટિસૌંદર્ય, તારા, વિશાળ સમુદ્ર, કોમળ રસપ્રદ પૃથ્વી, સુગન્ધમય પુષ્પો, શાન્તિદાયક વૃક્ષો તરફ સ્નેહ રાખવો; અને ત્હેમની સાથે એકાન્તમાં કાળ વ્યતીત કરવો; પરંતુ તરફડિયાં મારતાં, દુઃખી, રીબાતાં સ્ત્રી પુરૂષ કે પ્રાણીમાત્ર ઉપર આથી પણ વિશેષ સ્નેહ રાખવો.

૫. બીજાના અભિપ્રાય શાન્ત રીતે સાંભળી, આપણા પોતાના પૂર્ણ વિચાર પ્રમાણે ચાલવું; પણ આપણા અંતઃકરણના નિશ્ચય પ્રમાણે મનુષ્યને છાજે એમ વર્તતાં ડરવું નહિ.

૬. બીજાના અભિપ્રાયો ઉપર ધ્યાન ન આપતાં આપણે આપણી ફરજો બજાવ્યે જવી, પછી તેમાં લાભ કે હાની દેખાતાં હોય – નિંદા કે સ્તુતિ થતાં હોય તોય શું ?

૭. પ્રિયભાષી, સાદા, અને નમ્ર છતાં દઢ રહેવું.

૮. બીજાઓને વિષે અભિપ્રાય બાંધી મુર્ખા અથવા ઠગ ગણાવાં કરતાં એટલોજ શ્રમ આપણે વધારે યોગ્ય થવામાં ગાળવો.

૯. ઠોકર ખાધાની સાથેજ એકદમ ઉભાથઇ અજવાળુ શોધવું અને પળ બગાડ્યા સિવાય મુસાફરી જારૂ રાખવી.

૧૦ મનુષ્યમાત્ર અને વસ્તુમાત્ર તરફ સ્નેહ રાખવો, અને ત્હેની તરફ માનની નજર રાખવી, પણ આપણાં પોતાનાં દુષ્કૃત્યો સિવાય કોઈથી ગભરાવું કે બ્હીવું નહી.

૧૧ લોકોના તેમજ સર્વ વસ્તુના અંતરમાં શુભ જ રહેલુ છે, પણ એ બ્હાર આવવા માટે યોગ્ય પ્રસંગ અને સંયોગોની જરૂર છે એમ માનવું.

૧૨ મધ્યમસર રહેવાથીજ સંતોષ અને આનંદ મળે છે, અને હદ બહારના વર્તનથી માઠાં અને ભયંકર પરિણામો ભોગવવાં પડે છે એમ સમજવું.

૧૩ જીવનમાં સુખ મેળવવા માટે શ્રમ, ધંધો અને ઉપયોગી કાર્ય કરવાં એ જરૂરનું છે એમ જાણવું.

૧૪. વિચારોને બલ હોય છે; સમાન સમાનને ઉત્પન્ન કરે છે—આકર્ષે છે એ માનવું અને પોતાના વિચારો દૃઢ કરવા એટલે જીવન દૃઢ કરવું બરાબર છે.

૧૫ મનનું એવું બંધારણ કરવું કે આનંદ રહેજ, અને ઉત્તમમાં ઉત્તમ મનુષ્યોમાં જે સારૂં હોય તે આપણી તરફ આકર્ષાય અને એ દ્વારા પોતાનો ભાગ્યોદય કરી શકાય

૧૬ પ્રત્યેક જીવ પરમાત્માથી ભિન્ન નથી એ જ્ઞાન સંપાદન કરવું, અને આપણી દ્વારા એ દિવ્ય શકિતનું વહન થાય એમ કરવું એજ જીવનમાં ઉન્નતિનું દ્વાર છે.

રાજ માર્ગનો મુસાફર.



# સામાન્ય નિયમ.

'પ્રભાત—પહેલાં જાગૃત થઇ નમસ્કાર મંત્રનું સ્મરણ કરી મન વિશુદ્ધ કરવું. પાપ વ્યાપારની વૃત્તિ રોકી, રાત્રિ સંબંધી થયેલા દોષનું ઉપયોગપૂર્વક પ્રતિક્રમણ કરવું.

પ્રતિક્રમણ કર્યા પછી યથાવસરે ભગવાનની ઉપાસના, સ્તુતિ તથા સ્વાધ્યાયથી કરી મનને ઉજ્વળ કરવું.

માતપિતાનો વિનય કરી સંસારી કામમાં આત્મ હિતનો લક્ષ ભૂલાય નહિ તેમ વ્યાવહારિક કાર્યમાં પ્રવર્તન કરવું.

પોતે ભોજન કરતાં પહેલાં સત્પાત્રે દાન દેવાની પરમ આતુરતા રાખી તેવો યોગ મળતાં યથોચિત પ્રવૃત્તિ કરવી.

આહાર વિહારાદિમાં નિયમ સહિત પ્રવર્તવું. સત્ શાસ્ત્રના અભ્યાસનો નિયમિત વખત રાખવો.

સાયંકાળે ઉપયોગપૂર્વક સંધ્યાવશ્યક કરવું. નિદ્રા નિયમિતપણે લેવી.

સુતા પહેલાં અઢાર પાપસ્થાનક, દ્વાદશવ્રત દોષ, અને સર્વ જીવ પ્રત્યે ક્ષમાવી, પંચ પરમેષ્ટિ મંત્રનું સ્મરણ કરી, સમાધિપૂર્વક શયન કરવું.

આ સામાન્ય નિયમો બહુ મંગળકારી છે. જે અહી સંક્ષેપમાં કહ્યા છે. વિશેષ વિચારવાથી અને તેમ પ્રવર્તવાથી તે વિશેષ મંગળદાયક અને આનંદકારક થશે.'